ઉત્તર.

# સીતા હરણ નાટક.

અથવા.

## રામ રાવણની લડાઇનું નાટકરૂપે વર્ણન.

રચી પ્રસીદ્ધ કરનાર.

હિંમતલાલ ગરબડદાસ ગાંધી. નડીઆદ

નડીઆદ સત્યસાગર પ્રેસ.

કીંમત ૦—૩—૦



સને ૧૮૯૩

# અર્પણ પત્રીકા.

મુરબ્બી. સાંમળદાસ હરીભાઈ શાહ.

મુ઼ ધંધુકા. હાલ મુંબઈ.

પ્રીયકર માંમા—

વધારે શું લખું ? કાંઇજ નહીં. ટુંકામાં ફક્ત એટલુંજ કે આપના જેવા દયાળુદીલના અને ગરીબ ભાણેજને પોતાનાં બચ્ચાંની પેઠે પાળનાર માંમા, આવા હરહડતા કળીયુગમાં જે ભાણેજને મળ્યા હશે, તેને હું પુર્ણ ભાગ્યશાળી માંનુંછું.

નાનપણથી આપે મને ઉછેરી મોટો કર્યો અને ખરા તનથી ઉત્તમ પ્રકારની કેળવણી આપી, નીતી વિગરેમાં પ્રવીણ કર્યો તેનો બદલો જો હું આખી જીંદગી આપનો દાસ થઇને રહું, તો પણ વળી શકે તેમ નથી પણ આપે જે કેળવણી આપી, તેનો યથાર્થ ઉપયોગ કરી, આ લઘુ પુસ્તક બનાવ્યું છે તે આપને અર્પણ કરૂંછું.

લી. આપનો આજ્ઞાંકીત ભાણેજ.

હીંમતલાલ ગરબડદાસ ગાંધી

# પાત્રો.

રામ... ... ... ... ... અયોદ્ધા નગરનો રાજા

લક્ષ્મણ ... ... ... ... તેનો ભાઈ

સુગ્રીવ ... ... ... ... કીશકીંધાનો રાજા

હનુમાન ... ... ... ... તેનો મુખ્ય મંત્રી.

અંગદ ... ... ... ... સુગ્રીવનો ભત્રીજો.

જાંબુવાન ... ... ... ... ,, મંત્રી

વિદુશક ... ... ... ... મસ્કરો.

રાવણ ... ... ... ... લંકાનો રાજા

દરવાન ... ... ... ... રાવણનો.

વિભીશણ ... ... .... ... ,, ભાઇ.

મંદોદરી ... ... ... ... રાવણની સ્ત્રી.

નિકશા ... ... ... ... ,, મા.

ઇંદ્રજીત ... ... ... ... ,, નો પુત્ર.

સુક-સારણ ... ... ... ... ,, પ્રધાનો.

કુંભકર્ણ ... ... ... .... ,, ભાઇ.

ઉગ્રચંડા ... ... ... ... લંકાની દેવી.

સીતા ... ... ... ... રામની સ્ત્રી

સુલોચના ... ... .... ... ઇંદ્રજીતની સ્ત્રી

સુશેણ ... ... ... ... હોશીઆર વાનર વૈદ

સુક્રાચાર્ય ... ... ... ... રાવણનો ગોર

ઇંદ્ર-વરૂણ ... ... ... ... દેવતા.

એ શીવાય દાસી, પ્રતીહાર, અપ્સરા, રાક્ષસો, કપીઓ, વિગેરે.

૫૪૩૩

# ઉત્તર સીતા હરણ નાટક.

## ત્રી અંકી.

### મંગળાચરણ.

### ગીતિ.

દસરથ સુત રઘુનંદન, વંદન કરૂં હું દ્વી કર જોડી;
પ્રથમ પ્રયાસે કરજો, સાહ્ય સદા તું વીઘ્નો સૈ ફોડી.

### દિંડી.

નમું હું નાથ જોડી હાથ નીરવિકારી—ટેક.
કરો કૃપા કૃપાળુ, વીનતી ઉરધારી,
આપ સન્મતી થાય, જન્મ સફળકારી. નમું હું.
અમૃત દૃષ્ટી કરી, થાઓ સાહ્યકારી,
આપ આશ્રયથી, રહ્યો હું ધીરધારી;
નથી મુજમાં ગતી, ગુણ ગાવા મોરારી. નમું હું
પ્રથમ પ્રયાસે જો, હોય ભુલ ભારી,
અલ્પ બુધ્ધી મુજ, ધારી લ્યો સુધારી;
એટલું માગું છું હાથ, હું પસારી. નમું હું
દયાસીંધુ દાસ જાણી, સાહ્ય કરજે,
રંકવણીકની વીનંતી, ઉર ધરજે;
કષ્ટ કાપીને કરજે તું, સુખકારી. નમું હું

## ધનાશ્રી.

સ્મરણ કરી લ્યો શ્રી રામ, ભકતજનો સ્મરણ કરી લ્યો શ્રી રામ.
રામ રત્ન જે હાથમાં ધરશે, થાશે પુરણ કામ. ભકતજનો.
રામ ભજનથી આ દુનિઆમાં, અમર થાશે નામ, ભકતજનો.
મૃત્યુ પછીથી મોક્ષજ મળશે, મળશે અવીચળ ધાંમ, ભકતજનો.
રામ સ્વરૂપ ન ઓળખ્યું જેણે, જાણો પશુની સમાન. ભકતંજનો.
નવીન નાટક વાંચો આ પ્રીતે, નથી બનેલકો હામ, ભકતજનો.
સ્તુતી સ્વીકારી આશ્રય દેશો, હીંમ્મતને ઘનશામ. ભકતજનો.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—મલ્યાચલ પર્વત ઉપર રામચંદ્રની સભા.

**પાત્રો**—રામચંદ્ર, લક્ષમણ, હનુંમાન, અને સુગ્રીવ તથા વિદુષક.

**રામ**—પ્રીય, બંધુ લક્ષમણ, સુગ્રીવે આપણને વાયદો કર્યો છે કે વર્ષારતુ પુરી થએ હું તમારી પાસે આવીશ. તે હજુ સુધી કેમ નહીં આવ્યો હોય ? વર્શારતુ ગઇ અને શીતકાળ આવ્યો તો પણ સીતાની શોધ થઇ નહી; તેથી હવે મારી અધીરાઈ વધી પડેછે.

**લક્ષ**—જેષ્ટ બંધુ, જરા ધીરજ રાખો કાંઇ અડચણ આવવાથી વાર લાગી હશે. નહીંતો આવ્યા વિના રહેજ નહીં કારણ કે તે

પોતાનું વચન પાળવા, અને આપની ભકતી કરવા હમેશાં આતુર રહેછે.

હનું—( પ્રવેશ કરીને ) જય થાઓ મહારાજાધીરાજ, રામચંદ્રજીનો ( નમસ્કાર કરી બેસેછે. )

વિદુ—ઓહો, આવરદાના તો બળીઆ દેખાય છે. સંભારતાં વેંત.જ આવી પહોચ્યાને શું?

લક્ષ—શું. સુગ્રીવની સ્વારી આવી પહોચી !

હનું—હા, મહારાજ, મને આગળથી—(એટલામાં સુગ્રીવ પોતાના પ્રધાનો સહીત પ્રવેશ કરે છે )

સુગ્રી—જય થાઓ મહારાજ રામચંદ્રજીનો, (બેસેછે) મને બહુવાર લાગી માટે આપની પાસે ક્ષમા માગુછું.

વિદુ—ખમા, ખમા, બાપુ તને ને તારાં બધાં વાંદરાંને. પણ હવે સીતાજીની સોધનો વિચાર કર્યો કે નહીં? મારાથીતો એમના વિના ઘડીએ રહેવાતું નથી. એટલે શું કે એ હોય ત્યારે થોડો લાડુપાક મળે.

રામ—સુગ્રીવ હવે આપણે તાકીદે બંદોબસ્ત કરવો જોઇએ.

સુગ્રી—આપનો હુકમ માથે ચઢાવવા દાસ તૈયાર છે. હવે હું સઘળો બંદોબસ્ત કરૂછું. મારો પ્રધાન હનુંમાનજી એ વાતમાં પ્રવીણ છે માટે તેને મોકલુછું.

રામ—વારૂ, હનુંમાનજી. હવે તાકીદે સોધ લાવોતો સારૂં થાય તમે જઇને (પોતાની મુંદ્રીકા આપે છે ) આ સીતાને બતાવજો. એટલે તે જરૂર ઓળખશે તેથી તેને ધીરજ આવશે.

હનું—આજ્ઞા મહારાજ ( કહી રસ્તે પડે છે)

———*———

# પ્રવેશ ૨ જો.

## સ્થળ-લંકા.

પાત્રો—દરવાન, હનુમાન, વિદુષક.

**દરવાન**—( સુતેલો ) અલ્યા, કોણ જાય છે આટલી રાત્રે!

**વિદુષક**—છાનો મરને ભેંશના ભઇ, કોક મારી નાંખશે. તારો કાકો.

**દરવાન**—પણ અલ્યા જોતો ખરો. આ નવો ખેલ, આ વાંદરો બે પગે હીંડે છે. બાગડદાર વાંદરા, ઉભો રહે, આટલી રાત્રે ક્યાં જાય છે.

**રાગ ભોપાળ, કલ્યાણ, દાદરો.**

( ચળાવલા તું ચઢી ગયો છે—એ રાહ.)

**હનું**—ચુપરે, ગધ્ધા બકવા મતકર, મોત ભમે છે તારૂં કેમ ?
હાથ દીઠા છે મારા આ કે ? બોલે છે તું એમજ એમ.
**દર**—જા જા હવે બહાર રાંડના જોર જોયું જનાવર જાત;
નીકળે છે કે નહીં તું જલદી, નહીંતો ખાવી પડશે લાત.
**હનું**—જો જો અલ્યા મીઠા મેવા, ચાખી લે આ મારા હાથ,
મુષ્ટી મારી તુજ શરીરના, કડકા કાઢી નાંખુ સાત.

( એક મુકી મારી હનુમાન આગળ જાય છે )

**વિદુષક**—અલ્યા, જોયોકે નવો ખેલ ? ગધેડો બન્યો ને વળી માર ખાધો. પહેલેથી ભાઇની શીખામણ માની નહીં, તો આદમ્પાક જમવો પડ્યો.



## પ્રવેશ ૩ જો.

### સ્થળ નગ્રની બજાર.

પાત્રો—ઉગ્રચંડા, હનુમાન, વિભીષણ.

**ઉગ્રચંડા**—(સામી બાજુ નજર કરીને) દુષ્ટ આટલી રાત્રે મારા નગ્રમાં પ્રવેશ કરનાર કોણ? ખબરદાર જો મારા હાથ (ખડગ મારવા જાય છે).

**હનું**—(ક્રોધે ભરાઈ) **મનહર.**

દુષ્ટ અલી પાપણી તું કેમ અહંકાર ધરી,
બોલે છે તુ વિચાર કર્યા વિના શું બાકળી;
પાપ તણી શીક્ષા દેવા આવ્યોછું હુ તારી પાસે,
જોજે આજ કેવી કરૂં છું હું તને આકળી.
ખડક તારાથી બીતો નથી મન માંહી જરા,
રામજીની સાથ તેને કોણુ મારનાર છે;

**ઉગ્ર**—રામ રામ શું કરે છે રામનાં વખાણુ અલ્યા,
રામ જેવા રાવણનાં પાણી ભરનાર છે.
સીતા રાણી દાસ થયાં, રાવણની પાસ રહ્યાં,
તેનો ધણી રાવણને હરકત શું કરે.

**હનું**—પાપ તણી બાંધનારી, બોલ તું વિચાર કરી
વગર ખુટે તું મારા હાથથી નકી મરે.

(એમ કહી એક મુકી મારે છે ઉગ્રચંડા બેશુદ્ધ થાય છે થોડી વારે પાછી ઉઠીને)

**ઉગ્રચંડા**—ક્ષમા કર, રામભક્ત. હું તને અને તારા રામને ઓળ-

ખુલ્યું. તું સુખેથી જા, તને હવે કોઇ હરકત કરનાર નથી; અને તારૂં કામ નિરવીઘ્ને પાર પડશે. (ઉગ્રચંડા જાય છે.)

**હનું**—આર ચૌદમું રતન છે, એ વાત ખરી છે. હવે કેવી સીધીદોર થઈ. (વિભીષણ રામ નામની માળા ફેરવતો પ્રવેશ કરે છે તેથી આશ્ચર્ય પામી) અહા! શું રાવણ જેવા દુષ્ટ રાજાના રાજમાં પણ રામ ભકત છે હેં!

**વિભી**—(ધીમેથી) અહા! રાવણે શું અઘોર કૃત્ય કર્યું છે.! કામાંધ નરો શું ન કરે? પોતાની માતા જેવી જે સીતા જે આખા જગતની માતા તેના ઉપર કુદૃષ્ટી?! ધીકાર છે! જેષ્ટ બંધુ તને! શું! તને જરા પણ શરમ ના આવી?

**હનું**—(મનમાં) સાબાસ, રામ ભકત! ધન્ય છે તને (ઉઘડ) રામ ભકત. જરા મહેરબાની કરી તમારૂં નામ કેહેશો તો મોટો ઉપકાર થશે. હુંરામ (જેનું તમે ભજન કરોછો) તેનો દુત છું.

**વિભી**— **ચોતાળી ચોપાઇ.**

મારૂં નામ વિભિષણ સારૂં, ચલાવો આગળ ભાષણ તમારૂં.
રખે મનમાં ધરતા લાજ; રામ ભકત હું છું કપીરાજ.

**હનું**—વારૂં, સારો મળ્યો સંજોગ; આજે વામશે સૌ મુજ રોગ.
નામ મારૂં રૂડું હનુંમાન; સીતા માટે ફરૂ રાનો રાન.
હજુ ભાળ લાગી નથી હાથ; સરશે કામ એ આપથી ભ્રાત.

**વિભી**—નામે રાવણ લંકાંનો રાય; જેષ્ટ બંધુ તે મારોજ થાય.
તેણે હર્ણું કર્યું સીતા માત, લજવ્યું રાજ્ય, કુળ ને જાત.
વને અશોક નામે જે વાડી, તેંમાં તેણે સીતાને સંતાડી.



# પ્રવેશ ૪ થો.

## સ્થળ—અશોક વાડી.

પાત્રો—સીતા, હનુમાન, રાવણ અને મંદોદરી.

**સીતા—** **સામગ્રી.**

વ્હેલા આવો નાથ માણસ, કરવા દાસીની સાથ;
એક ઘડી આપના વિના, એક યુગ સમજાય. વ્હેલા.
ઉંધી મતિ થઇ મુજને, ખોટું કીધું મેં મન;
કાંચલડી મૃગ ચર્મની, પહેરવા મુજ અંગ. વ્હેલા.
રોશ રખે ધરો લક્ષમણા, મેણાં આપને દીધ;
માફી દીએરીઆ આપજો, અઘટીત મેં કીધ. વ્હેલા.
ભાકતોની આશા પુરી તમે, કીધું ઇચ્છીત કામ;
આજે કઠણ થયા નાથજી, કહો કેમજ શામ? વ્હેલા.

**હનુ**—સીતાજીની ભાળતો મળી ચાલ જાઉં. ( જરા ખમચીને ) પણ અરે! પેલું કોણ આવે છે, રાવણતો ન હોય? હા! એજ. ચાલ જરા સંતાઇને તમાસો જોઉં (સંતાઇ જાય છે)

**રાગ ઇંદ્રસભા.**

**રાવણ—** શાને રડે છે તું પ્રીયા, શોક કર દુર;
રામ તારો કયાંથી આવશે કહે જરૂર.
દેવતા ન આવી શકે એવો મુજ દેશ;
સમુદ્ર પાર આવશે, શું રામનો એ વેશ.
સ્વાધીન થાવું સુંદરી, તે માટે મુજને;

રામ આશ છોડી દે, કહું છું તુજને

**( કાંડુ પકડી )**-ઉઠ પ્રીયા તું બેશ, મારી પાસ જલદી આવ

કમળ સમ હસ્તે વદન, તું મને બોલાવ.

મધુપાન કરીએ આપણ. પ્રીતે બેસી પાસ;

પ્રેમથી પટરાણી કરી, રાખું મુજ અવાસ.

દેવ સરવ ચાકરી કરે છે મારે ઘેર;

ચાકરી હું તારી કરૂં જરૂર દાસ પેર.

**સીતા**—(કાંડુ તરછોડી) **ક્ષત્રીકલંક.**

ચુપ ચુપ હવે લંકાના રાય, સીતા તો સત નહીં ચુકેરે;

જીવ જાતાં સુધી ચળીત ન થાય, સીતા તો સત નહીં ચુકેરે.

પર પુરૂષ ભાઈ ને બાપ, સી૦ એક રામ નામનો જપુ જાપ.
સીતા તો સત૦

તારે માથે મોત ભમેછે ખચીત, સી૦ તેથી સુઝે પર નાર સાથે
પ્રીત સીતા તો સત૦

પણ પરદારા વિષની જ્વાળ, સી૦ ડંખ મારી આણશે તારો
કાળ. સીતા તો સત૦

તારો નથી કોઇ સારો સલાહકાર. સી૦ નથી પ્રધાન વણીક
કુમાર. સીતા તો સત૦

તેથી અધમ ગતી થશે દુષ્ટ, સી૦ મોહ, માયા, મદીરામાં
થયો પુષ્ટ. સીતા તો સત૦

તારા વૈભવમાં ઉઠશે લાહ્ય, સી૦ રામચંદ્ર હાથે મોત તારૂં
થાય. સીતા તો સત૦

**રાવણ**—( ક્રોધે ભરાઇ સીતાનું માથું કાપવા જાય છે એટલામાં મંદોદરી આવી પહોંચે છે )

**મંદોદરી—** **( કેરબો )**

શાન્ત, શાન્ત મારા નાથ, આ શું કામ કરોરે, કામ કરોરે
આ શું કામ કરોરે. શાન્ત૦
વગર વિચાર્યું કામ કરેથી થાય ઘણો પરીતાપ;
પાછળથી પસ્તાવો ઉપજે, સમજો સર્વે આપ. શાન્ત૦
સીંહ સુતને હાથ પડેલી કયાં સસલી જાનાર;
નોળ દ્રષ્ટ ભોરીંગ[1] પડેલો થઇ જાશે લાચાર. શાન્ત૦
તર્ત કદી કબુલ કરે નહીં, એવો સ્ત્રી સ્વભાવ;
ધીમે ધીમે હાથ આવશે, ચાલો મારા નાવ. શાન્ત.

( રાવણનું કાંડુ પકડી ખેંચે છે )

**રાવણ**--(જરા શાંત થઇને) પણ, પ્રીયા, તે હઠી સ્ત્રી માને તેમ નથી. તે પોતાના સ્વામી રામનું નામ પણ ભુલતી નથી. માટે મને તેના ઉપર બહુ ક્રોધ આવે છે.

**મંદો**—ધીમે ધીમે સહુ ભુલશે. ચાલો હવે આપણે જઇએ.

**રાવણ**—(જતાં જતાં) ઓ, હઠીલી સ્ત્રી હજુ હું તને બે માસ વિચાર કરવા મુદત આપુછું, એટલામાં જો તું નહીં સમજે તો તારા લોહીથી હું મારી કાયા તૃપ્ત કરીશ.

**સીતા**—(ધીમેથી) એક હજાર વર્ષ મુદત આપે તો પણ શું થયું? (રાવણ જાણે સાંભળ્યું નથી એમ જાય છે અને હનુમાન પ્રવેશ કરે છે)

**હનું**—માતા, સીતાજી. હું રામની આજ્ઞાથી આપના શોધને માટે રાને રાન ભટકુછું પણ આજે તમે મને મળ્યાં તેથી હું

---

૧. સાપ.

ખુશી થયો. ( મુંદ્રીકા બતાવે છે ) આ રામચંદ્રે આપી છે.

**સીતા**—( વીંટી ઓળખીને ) અહા ! વિરા હનુંમાન તારા રામજી આટલા બધા કઠણ કેમ થયા? ( પોતાનો મણી તથા કાગળ આપે છે ) આ રામચંદ્રજીને આપીને કહેજે કે તે હવે સત્વર આવે.

**હનું**—તેમણે મોટું સૈન્ય ભેગુ કર્યું છે તે હવે જેમ બને તેમ, જલદી આવશે. માટે કશી ફીકર ન રાખો. ( જાય છે )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાવણની સભા.

પાત્રો-રાવણ, વિભીષણ, ઇંદ્રજીત અને પાછળથી કેટલાક રાક્ષસો તથા હનુંમાન.

**રાવણ**—પ્રીય, પ્રધાનો. મારો વિચાર શું નીષ્ફળ જશે? સીતા મને નહીં વરે તો પછી કેમ કરવું ? !

**વિદુ**—અરે, મહારાજા તમે તો હીકજ છો. એક સ્ત્રી જીતાતી નથી તો પછી રામ જીતવા એ એક મુશ્કેલીની વાત તો ખરીજતો.

**વિભી**—જેષ્ટ બંધુ, મે તો પ્રથમથીજ કહ્યું હતું, કે એ કદી પણ આપને વરનાર નથી. એ સતી છે; તેથી રામ સાથે વેર કરશો, અને કદાચ ધારોકે રામને મારશો તોપણ તે સ્ત્રી તમારી થવાની નથી. માટે હજુ પણ સમજો અને સીતાને પાછી મુકી આવો. રામ ઘણા ભોળા દીલના છે તે તમને

બીલકુલ ઇજા કર્યા સીવાય માફી આપશે.

**રાવણ**—ચુપરે, દુષ્ટ, તને કોણ બોલાવે છે મારે તારૂં ડહાપણ—

**વિદુ**—બસ, તમારે નહીં બોલવું. અત્યારે ભાઇનો મીજાજ ઠેકાણે નથી.

**( કેટલાક રાક્ષસો પ્રવેશ કરે છે )**

**રાક્ષસો**—મહારાજાધીરાજ આપની વાડીમાં એક મોટો વાંદરો આવ્યો છે જેણે આપની વાડીનાં તમાંમ ઝાડ જડમૂળથી ઉખેડી નાંખ્યાં છે.

**રાવણ**—પ્રીય, પુત્ર, ઇંદ્રજીત, જલદી દોડ અને વાંદરાને સત્વર પકડી લાવ, નહીંતો ઠેર મારી નાંખો.

**( ઇંદ્રજીત જાય છે )**

**રાવણ**—અહા, મારૂં દિલ શોકમાં ગરકાવ થઇ ગયું છે તેનું કારણ શું હશે? મને હવે ભય લાગે છે! શું સીતાને પાછી આપવી? ના એમ બને કેમ? એથી હું નામર્દ ગણાઉં, મારી અપકીર્તી લોકોમાં પ્રસરાય. કહેશેકે રાક્ષસ થઇને એક માણસ જે મારૂં ભક્ષ, અને વળી અધુરામાં પુરૂં તે પણ છોકરૂં, તેનાથી બીધો. હવે શું કરવું તે મને સુઝતું નથી. (એવામાં ઇંદ્રજીત આવે છે)

**ઇંદ્ર**—પીતાજી, આપની આજ્ઞા પ્રમાણે આ વાંદરાને હું પકડી લાવ્યોછું.

**વિદુ**—ઓ, મારા બાપ. આ વાંદરોતો જબરો. પણ મહારાજ. મને તો રામના દુત જેવો માલુમ પડે છે.

**ઇંદ્ર**—હા, એ પોતે પણ એમજ કહેછે.

**રાવણ**—શું, એ રામનો દુત છે? એકદમ પકડી કેદ કરો.

હનુ— ( એક તમાચ રાવણના ગાલમાં ખેંચીને )

**લાવણી**

ઓ, અસુર સુણ તું વાત, કહું સાક્ષાત, ઝાલે મુજ હાથ,
એવો કોણ આંહી,
હું નથી જોતો કોઈ વિર સભાની માંહી.
શું અંધ અતી ફુલાય, મનની માંય, લંકના રાય,
કોણ સાંનારી;
શું ઇંદ્રજીત એ કરે રાંક બીચારો.
પકડાણો છું ધરી હામ, કરવા કામ, હુકમ છે રામ,
પજવવા તુજને;
સીતાને પાછી સોંપ સુંઢ મતી મુજને.
તું આવ રામની પાસ, કર કાંઈ ક્યાસ, થઈ જા દાસ,
ઉગરવા બારી;
વળી માગ રામની ક્ષમા સોંપ સતિ નારી.

**રાવણ**—ઉભોરે, વાનર માન, રામની આંણ, કહે સત વાંણ, મોત
તુજ શાથી;

**હનુ**—દિવેલ કપડ ને પુંછ સાથ બાળ્યાથી.

**રાવણ**—સઘળા રાક્ષસો એકદમ ઉઠો, અને ગામમાંથી જેટલાં ગોદડાં વગેરે ડુચા મળી આવે, તે તથા દીવેલ, તેલ, ઘી વગેરે જેટલું મળી આવે તેટલું લાવો.

**રાક્ષસ**—( એકે એકે સઘળા જઇને પુશ્કળ ચીંથરાં તથા તેલ, ઘી, વગેરે લાવી રાવણના મોં આગળ ઢગલો કરેછે. પછી હનુંમાનને પુંછડે બાંધીને સળગાવેછે એટલે ઠામ ઠામ કુદી આગ લગાડી જતો રહેછે. )

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ, રાવણનું સયન ગ્રહ.

પાત્રો.—રાવણ, મંદોદરી.

**રાવણ**—( પ્રવેશ કરીને ) કેમ પ્રીયા આજે ઉદાસ દેખાય છે ?

**મંદોદરી**— **ભર્થહરી રાહ.**

સાચુ માનો સ્વામી માહરા, કહું કરીને પ્રણામજી;
અઘોર સ્વપ્નું આજે આવીયું, જાણે આવ્યાછે રામજી. સાચુ
દસ શીશ આપનાં છેદીઆં, છેદી વિશે ભુજાયજી;
ભાગ્યું આ કંકણ માહરૂં, તેથી દુખ દિલ થાયજી. સાચુ

**રાવણ**—ઘેલી થઈ પ્રીયા માહરી, આ શું સુજે છે મંનજી;
સાચીમાની સ્વપ્ન વાતને, કેમ બાળેછે તનજી. ઘેલી.
દૃષ્ટાંત કહું તુજ આગળે, પામ્યો નીરધન ધનજી;
સ્વપ્નાગાંથી જ્યારે જાગીઓ, થયો આશાજ ભંગજી. ઘેલી.

**મંદોદ**—જક છોડો મારા નાથજી, જાઓ રાંમની પાસજી;
સતી સીતાને પાછી દીઓ, નહીંતો થાશે વિનાસજી. સાચુ
કાળી નાગણ એ વ્હોરી તમે, વ્હોરી વિષની વેલજી;
તેને પાછી આપો નાથજી, તો તો થાય રંગ રેલજી. સાચુ

**રાવણ**—ધીક ! પ્રીયા ધીક ! તુજને, ધીક ! તારા વિચારજી;
જનમી તું કાયર કુખમાં, રાખ શરમ લગારજી. ઘેલી
અમર શીવે કર્યો મને, પછી કોણ મારનારજી;
બક્ષ મારૂં ગતે મારશે, શા એ રામના ભારજી. ઘેલી

**મંદો**—રોશ રખે ધરો નાથજી, નથી આપનો વાંકજી;

વિધાએ જે કાંઇ લખ્યા હશે, મીથ્યા કેમ થશે આંકજી. સાચું
વિપ્રીત મતી થઈ આપની, કાંઇક વિનાશ કાળજી;
રામને નાનો ન જાણશો, એ છે વિશ્વનો પાળજી. સાચું
રાવણ—બુધી સ્ત્રીઓની છે પાનીએ એમ કહેછે સંસારજી;
તે આજ સાચું મેં જાણીઉં, આવ્યો પ્રસંગ જ્યાં નારજી ઘેલી
કરશે વિશ્વાસ જે નારનો, ખાશે પેટભરી ગારજી;
તેની સીક્ષાએ જે ચાલશે, ખોશે ઇજત ભારજી. ઘેલી

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ.—રાવણની સભા.

પાત્રો—વિભીષણ, વિદુષક, સેનાધીપતી, પાછળથી રાજા, પ્રતીહાર.

**વિભી**—સેનાધીપતી, હું ધારૂંછું કે રાજાની બુધ્ધી ફરી ગઇ તેથી કાંઇકિ વિનાશ કાળ છે. ખચીત તેના કુળનો નાશ થશે ! !

**વિદુ**—તમારી બુધ્ધીએ ફરી ગઇ ! એ, મારા ભાઇ જેમ તેમ કરવાદોને તમારૂં શું લેછે ?

**સેના**—વીદૂષક ખરૂં કહેછે, રાજાને છેડયામાં ફાયદો નહીં.

**વિભી**—ખરો પ્રધાન કોણ ? ખરો હીતકારી કોણ ? જે રાજાને ખરી શીખામણ આપે તેજ. બાકી હાજી હા કરનારા ઘણા હોયછે.

**સેના**—એ વાત ખરીછે. પણ એ કોઇની વાત માને તેમ નથી.

**વિભી**—હશે ખેર, જેમ બને તેમં ખરૂં. પણ હું આજે રાજા પા-

સે કહીશ. કારણકે મારો તો મોટો ભાઇ છે

**પ્રતી**—મહારાજાધીરાજ, લંકાંધીપતી, રાવણ રાજાને ઘણી ખમા.

**વિદુ**—ચુપ, ચુપ, મહારાજ આવ્યા, હવે સઘળી વાત જવાદયો.

**રાવણ**—( આસન ઉપર બેસેછે ) સેનાધીપતી, હવે સૈન્યની તદબીર બરાબર રાખો કારણકે કદાચ રામ જોડે લડાઇ કરવી પડશે.

**સેના**—મહારાજ, એ રામ જે આપણું ભક્ષ તેને જીતવાને કાંઇ બહું યોધાઓનો ખપ નહીં પડે.

**વિભી**—જેષ્ટબંધુ, રામ જોડે યુધ્ધ કરવાનો વિચાર પડતો મુકો; એ તમારૂં ભક્ષ ન હોય. પણ ઉલટા તમેજ તેમના ભક્ષ થઈ પડશો ! જો તમે તમારા કુટુંબની વૃધ્ધી ઇચ્છતા હોતો સીતાને પાછી આપો. તો રામ તમને બીલકૂલ ઇજા કરશે નહીં તે પરમદયાળુછે. તે વિશ્વને પાળનાર છે. માટે મારી સલાહ માનીને રામ સાથે વેર ન કરો તો ઘણી સારી વ ત છે.

**રાવણ**—ધીકાર છે ! તારા આ પ્રમાણે બોલવાને ! તું મારો ભાઇ છતાં પણ કાયર નીકળ્યો શું ! સીંહનું બચ્ચું શીયાળ થયું ? ! અરે, આવા કાયર માણસો મારા રાજ્યમાં ન જોઇએ કારણકે જો તેની અસર બીજા કોઈ સુરાને થાય તો પાછા ભોગ મળે; માટે સત્વર હું તને હુકમ કરૂંછું કે તું મારા રાજ્યમાં એક ઘડી પણ ન રેહેતાં ચાલ્યો જા.

**વિદુ**—જાવ, જાવ, વિભીષણભાઇ, જોયું અમારી સલાહ નામાંની તેનું ફળ?

**વિભી**—( ક્રોધમાં ) **ક્ષત્રકીલંક.**

સુણ લંકાંપતી રાવણરાય, મતી તો મુંદ તારી ગઇરે.
અહીં રહેથી આ દેહ પાપી થાય. મતી.

હાથ પગ ધોઈ માગી લીધા કોડ, મતી.
ત્રણ બાઇઓની તોડાનાંખી જોડ. મતી.
સતી જનેતા જે સીતાજી કહેવાય; મતી.
તેની સાથે ભોગ ભોગવવા જાય. મતી.
હવે રહું નહીં ઘડી આણુ ઠામ; મતી.
તારૂં અન્ન પાણી આજથી હરામ. મતી.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧-લો.

### સ્થળ રામચંદ્રજીની સભા.

પાત્રો.—રામ, લક્ષ્મણ, સુગ્રીવ, જાંબુવાન અને હનુમાન.

**રામ**—પ્રીયભાઇ લક્ષ્મણ, હનુમાનને ગયાં ઘણા દીવસ થયા, પણ હજુ પાછો કેમ નહીં આવ્યો હોય ?

**લક્ષ**—મહારાજ, ધીરજધરો. હજુ તેની મુદત પુરી થઇ નથી.

**સુગ્રી**—હવે તે જલદી આવશે. મેં પણ સૈન્ય તૈયાર કર્યુંછે. ફકત હનુમાન આવે તેટલીજ વારછે.

**હનુ**—( પ્રવેશ કરીને ) મહારાજાધીરાજા રામચંદ્રજીની જયથાઓ.

**જાંબુ**—કેમ હનુમાનજી શું થયું, સીતાનો શોધ લાગ્યો કે નહીં ? અમે ફકત તમારી આવવાનીજ રાહ જોતા હતા.

**હનુ**—રામચંદ્રજીના પ્રતાપથી ફતેહ મળીછે ( મણી તથા કાગળ આપેછે. ) મહારાજ આ તેમણે આપ્યો છે.

**રામ**—( હાથમાં લઇને છાતીએ દાબેછે.) સાબાશ ! વિરપુત્ર ધન્ય છે ! ( લક્ષ્મણને ) ભાઈ આ કાગળ વાંચો.

**લક્ષ**—( કાગળ વાંચેછે. )

**રાગ કાગળ.**

સ્વસ્તી શ્રી રામ સભાય, શોભા સારીરે;
જ્યાં વસે હમારા પ્રાણ, આનંદકારીરે,

લખીતંગ આપની દાસ, લંકાંગઢથીરે.
સતી સીતાના છે પ્રણામ, શુદ્ધ હૃદયથીરે;
ઘડી પળ પળ આપનો પ્યાર, અતી યાદ આવેરે,
વિહારીજ વેરી થાય, મન સળગાવેરે.
પડી વીખુટી જ્યાંરથી નાથ, રહુંછું ઉદાશેરે;
એક વિના તમારૂં નામ, સુન્ય સઉ ભાશેરે,
એક દિવસ આવ્યો દૈત, અતી અહંકારીરે.
બોલ્યો ક્રોધ કરી મુજ પાસ " કેમ છે પ્યારીરે;
" તું માનીને મારી શીખ, થા પટરાણીરે,
" ઘણી સુખી થઇશ મુજપાસ, તજ હઠ શાંણીરે.
" સૌ દેવ મળી તુજ સેવ, કરશે ઝાઝીરે; "
સુણતાં સર્વે આ બોલ, બહુ દીલદાઝીરે,
રોમ રોમ ઉઠી મને ઝવાળ, દીધા ફીટકારોરે.
દેખાડયો ત્રાસ અથાગ, થયો પછી ન્યારોરે;
બળીમરવાનું નીશ્ચય કરી. પછી ચાલીરે,
અગ્ની જાણીને આપ, મુંદ્રીકા ઝાલીરે.
હું વિસ્મય થઇ મન સાથ, જોયું ચોપાસેરે;
થયા પ્રગટ વિર હનુંમાન, થઈ ઉલાશેરે,
હવે રહીછું ધારી ધીર, વે'લા આવોરે.
એક સંવતસરની માંય, સૈન્ય સૌ લાવોરે;
જો નહીં થાએ દરશન, એ અવધીએરે,
મારૂં મર્ણ એટલા માંહ્ય નીર્મ્યું વિધીએરે.
( સૌ સજળ નેત્ર થાય છે. )

**લક્ષ**—ચાલો, હવે ઝટ તૈયારી કરો; કારણકે જો અવધી વિતી જશે તો સર્વ મહેનત ફોગટ જશે. ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થળ લંકામાં સુવેળાચળ પર્વત ઉપર રામ સભા.**

પાત્રો.—રામ, સુગ્રીવ, દ્વારપાળ, હનુમાન, વિભીષણ, અંગદ.

**રામ**—પ્રીય, સભાજનો, હવે તમારો શું વિચાર છે. એકદમ યુદ્ધ કરવું એ મુર્ખાઈ ભરેલું છે. શાસ્ત્રમાં કહ્યુંછે કે શત્રુને શામ, દામ, અને ભેદ એ ત્રણથી પહેલો સમજાવવો; પછી ન માને તોજ દંડ કરવો.

**સુગ્રી**—હું પણ આપના મતનેજ મળતો છું.

**દ્વાર**—મહારાજ, વિભીષણ નામનો એક માણસ આપની સભામાં દાખલ થવા માગેછે.

**હનું**—( આશ્ચર્યથી ) શું ! વિભીષણ. અહો ! મહારાજ, હું તેને ઓળખુંછું તે આપનો ભકત છે.

**રામ**—ભલે આવવા દો. ( વિભીષણ પ્રવેશ કરે છે. )

**વિભી**—જય થાઓ ! ( મહારાજા, ધીરાજ, રામચંદ્રજીનો જયથાઓ, હું આપને શરણ છું.

**રામ**—ફીકર નહી, હું તને અભયદાન આપુંછું.

**સુગ્રી**—મહારાજ, રાવણને સમજાવવા ને હું અંગદને મોકલું છું

**વિભી**—મહારાજ, તેને સમજાવવો એ વ્યર્થ છે, કારણ કે એ માને તેમ નથી.

**રામ**—હું સારી પેઠે જાણું છું, પણ આપણો દોષ કોઇ નકાઢે એમ અવસ્ય કરવું જોઇએ.

**અંગ**—મહારાજા ધીરાજા, હું રજા માગુછું.

**રામ**—ખુશીથી જા ( જાયછે )



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાવણની કચેરી.

પાત્રો—રાવણ, નીકષા, વિદુષક સેનાધીપતી, અંગદ.

**સેનાધી**—મહારાજ, રામ આવ્યાની ખબર મને મળી છે.

**રાવણ**—કાંઈ, હરકત નહી. સૈન્યની સારી રીતે તદબીર કરો.

**નીકષા**—( પ્રવેશ કરીને ) સાખી.

પ્યારા પુત્ર માની મારી શીખ, સીતાજીને પાછાં સોંપીદે.
જોઈ ખોટા સુકન લાગે બીક. સીતાજી.
કાળીનાગણુ શું પ્રેમ ન ઠીક; સીતાજી.
સર્ણે જાતું રામને, પાછી દે સતીનાર.
બાળક તું જાણીશ નહીં, એ છે ઇશ્વરનો અવતાર. સીતાજી.
તુજને હણવા કારણે, અવતરીઆ એ ઈશ.
જો નહીં માને માહરૂં, તારાં છેદઈ જશે દસ શીસ. સીતાજી.
વિભીષણ સર્ણે ગયો, ભોગવશે એ રાજ.
તું નહીં માને દીકરા, તારૂં ખોટું થશે સઉકાજ. સીતાજી.

**રાવણ**— ચીતાળ ચોપાઇ.

ઘરડાં થઇને તમે આશું ભાખો જરા સરમ મનમાં રાખો.
નથી જોઇતો વિચાર તમારો, હવે છોડી દો સર્વે લવારો.
જાવ અહીંથી ટળોને આઘડી; નહીંતો છેદીશ શીષ માવડી.
થયાં ઘરડાં અને ગઈ ગત્ય, તેથી સુઝેછે ઉંધીજ મત્ય.

( ધારતીની ગારી રોશી નાશી જાયછે )

**વિદુશ**—( પ્રવેશ કરી ) માર્યારે, મારા બાપ ( હાંફતાં હાંફતાં ) મહારાજા. આ કોક વળી પેલા વાંદરાથી જબરો આવ્યો!

મનેતો મારી નાંખત પણ મેંતો એને દીઠોને દોટ મેલી.

રાવણ—અલ્યા, શું. ખરૂંજ કહેછે? કે કાંઈ મશ્કરી કરેછે ?

વિદુ—શું, મહારાજ, તમારી એ મશ્કરી? હું એ મહારાજ ને તમેઅ મહારાજ એટલે આપણા બેની મશ્કરી કોણ કરે ?

રાવણ—( હસેછે પણ હસવું દાબીને ) આમ આવ, લુચ્ચા, તેં મારી મશ્કરી કરી ?

વિદુ—ત્યારે મશ્કરી હોયતો જોજો જુવો મહારાજ પેલો આવે હવે મશ્કરી કે ઠઠ્ઠો ?

અંગદ—( પ્રવેશ કરેછે ) રાવણ, હું તને શીખામણ દેવા આવ્યો છું, કે કાંઇ કરતાં તું સીતાને પાછી સોંપ.

રાવણ—તુ વળી કોણ છે ?

અંગદ— લાવણી.

હે, ચાંપરાજ, હે ચાંપરાજ એ રાહ.—

સુણ રાવણરાય ( ૨ ) હું રામ તણો છું દુત;
સીતાજીનું હર્ણ કરી તું બની ગયોછું ભુત.
હજુ સમજ મન (૨) તું માન મારી શીખ;
યુદ્ધ કરી તું રામથી, નહીં ફળ કાઢે ઠીક.
તું ઉઠ હવે (૨) ચાલ રામચંદ્રની પાસ;
સીતાજીને પાછાં દે, જો ઉગરવા આશ.

રાવણ—તું જા મર્કટ ( ૨ ) હવે જાણ્યું તારૂં જોર,
શું શેખાઈ કરે રામની, મારી નાંખું ઢોર.
એ સૈન્ય જોઇ ( ૨ ) મને ઘણી ઉપજે હાશ,
રીંછ માંકડાં લઇ આવ્યો શું જીતવાની આશ.
તું બન્યો બાયલો ( ૨ ) લાજ તણી નથી આશ,

તુજ બાપ જેણે હણ્યો, થયો તેનો દાસ.

**અંગદ—** જો મુજબળ ( ૨ ) મદ અંધ થામાં ક્રૂર,

એક પાએ રહું ઉભો, બતાવું મુજ સુર.

( અંગદ એક પગે ઉભો રહેછે એટલે રાવણ તેને ખસેડવાને રાક્ષસોને હુકમ કરેછે પણ ખસ્તો નથી તેથી. )

**વિદુ**—જુઓ, આ રાક્ષસોનું બળ, જોયું ? આટલો એક વાંદરાને ખસેડાતો નથી ! તો રામને એ શું કરશે. મારા સરખો હોયતો ઉથલાવીજ પાડે.

**૧ રાક્ષસ**—જાને ત્યારે ત્યાં, એતો ન હોય લાડવા !

**વિદુ**—જો હું ખસેડું ( જાયછે ને અંગદની આંખો દેખીને ચીસ પાડે છે ) ઓ મારા બાપ ! ભુલ્યોરે, ભઈશાબ, ભુલ્યો ! મારા શા ભોગ લાગ્યા, કે હું ઉઠયો ! ! હું દરવાજા આગળથી તો નાશી છુટચો હતો, તે આવખતે ભુલી ગયો.

**રાવણ**—(ક્રોધથી) ધીક્કાર છે ! તમારા બળને જુવો હવે હું એને ઉથલાવી નાંખુછું. (જાય છે અને અંગદનો પગ ઝાલવા નીચો નમે છે તેથી અંગદ બીનો, અને સમય સુચકતા વાપરી બોલ્યો.

**અંગદ**—ઓ લંકાં ધીસ ! હું તને ફરી ફરીને કહુછું કે તું મને નમીશ તેથી તારો શુકરવાર નહીં થાય. પણ રામને આવીને નમ કે જેથી તું ભય મુકત થઈશ.

( રાવણ શરમાઇ જતો રહે છે. )



# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રામ સભા.

પાત્રો—રામ, હનુંમાન, સુક, સારણ, વિદુષક પાછળથી અંગદ.

**રામ**—સૈન્યાધીપતી, સૈન્યનું સાવચેતીથી રક્ષણ કરો. અને કદાપી કોઇ ભેદી માણુસ માલમ પડેતો તેને તમારે મારવો નહીં પણ મારી પાસે લાવવો.

**હનું**—( પડદા પછવાડે બુમ પાડેછે ) પકડો, પકડો, પેલા બેને પકડો, અને રામચંદ્ર પાસે લઇ ચાલો.

**વિદુ**—મહારાજા, ધીરાજ, હનુંમાન કેમ બુમો પાડેછે ચાલો હું જોઉં ( જાયછે એટલામાં હનુંમાન સામો મળેછે )

**હનું**—વિદુષક, આ બે જણને રામ પાસે લઈ ચાલો, તેઓ દગલબાજીથી આપણા સૈન્યમાં પેઠા છે.

**વિદુ**—સલામ, સાહેબો, લ્યો જોઇએ થોડી રેવડી ચાખો.

( બન્નેને અકેકો તમાચો મારેછે. )

**હનું**—અલ્યા માર નહી; રામચંદ્રજીનો હુકમ નથી.

**વિદુ**—ત્યારે મારે નહીં તો શું છુંદે ? એવા ચોરોનાતો વંશજ કાઢી નાંખવા.

**હનું**—( પ્રવેશ કરીને ) મહારાજા, ધીરાજ આ બેજણ છુપી રીતે આપણા સૈન્યમાં આવ્યા છે.

**રામ**—વારૂં, છોડી દ્યો ( સુક અને સારણને ) ભાઈ, તમારૂં નામ શું ? અને અમારા સૈન્યમાં દાખલ થવાનું પ્રયોજન શું?

**શુક**—મહારાજા, માફ કરો, અમે રાવણના પ્રધાન છીએ. અને તેમના હુકમથી આપના સૈન્યની ગણત્રી કરવા આવ્યા છીએ.

**રામ**—નીર્ભય, ખુશીથી જાઓ, અને અમારૂં સૈન્ય ગણો હનુંમાનજી, તમે તેમની સાથે જાવ. અને ( સારણને ) તમે જઇને રાવણને સમજાવજો કે સીતાને પાછી સોંપી રામ સાથે સલાહ કર નહીંતો તારાકુળનો સંહાર કરશે.

**સારણ**—વારૂ, મહારાજ, ( હનુંમાન સાથે જાય છે. )

**અંગદ**—( પ્રવેશ કરીને ) મહારાજા, ધીરાજ રામચંદ્રજીની જય થાઓ !

**વિદુ**—(હસીને) લ્યો, એક ગયું નથી ત્યાર સોરૂં બીજું આવ્યું !!

**રામ**—ચુપરે, આ મસ્કરીનો વખત નથી (અંગદને) કેમ શું થયું?

**અંગદ**—મહારાજા, ધીરાજ, મેં તેને બહુ સમજાવ્યો પણ તે શઠ માને તેમ નથી, માટે યુદ્ધ કરવુંજ ઉચીત છે.

**રામ**—વારૂ, હનુંમાજીને કહો કે સઘળી સૈન્યા રણભુમી ઉપર તૈયાર કરે.

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ-રાવણની સભા.

પાત્રો—રાવણ, સુક, સારણ, ઇંદ્રજીત.

**રાવણ**—( એકલો ) હું ધારૂંછું કે હવે બધાની બુધ્ધી ફરી ગઇ છે. જે હોય તે હવે મને ઠપકો દેવું આવેછે. શું એ છોકરૂં મને મારી જશે ? એમ કેમ બને? હું રાક્ષસછું, અને તે માણસછે અને વળી એ મને મારશે, તો પણ હું મરૂં તેમ નથી. કારણ કે સીવજીએ મારા નાભીકમળમાં અમૃત મુકેલું

છે તે બહાર નીકળેતોજ મારૂં મોત થાય; પણ એ વાતની એને કયાંથી ખબર હોય ?

( ઇંદ્રજીત પ્રવેશ કરેછે. )

**ઇંદ્રજીત**—પિતાજી, આપ આજે કેમ ઉદાશીમાં બેઠાછો ?

**રાવણ**—કાંઇ નહી; પુત્ર. મેં સુક અને સારણને રામના સૈન્યમાં મોકલ્યા છે તેમની વાટ જોતો બેઠોછું.

**સુકઅનેસારણ**—( પ્રવેશ કરીને ) મહારાજાધીરાજ, લંકાધીપતીનો જય થાઓ !

**રાવણ**—કેમ, શું થયું. ?

**સુક**—થવું, શું વળી, આપના પ્રતાપથી સર્વ રીતે ફતેહ પામ્યા છીએ પણ—

**રાવણ**—પણ ! પણ એટલે ? પછી શું થયું. ?

**સારણ**—મહારાજાધીરાજ, રામની સૈન્યાનો પાર નથી, હું ધારૂંછું કે આપ જીતી શકવાના નથી માટે સીતાજીને પાછાં આપી સંધી કરો.

**રાવણ**—શું હું સંધી કરૂં ?

**સુક**—હા, અને વળી રામે પણ કહ્યું છે કે તમે રાવણને સમજાવજો, કે હજી પણ સમજ અને સીતાને પાછી આપ નહીતો અમે તારા કુટુંબનો નાશ કરીશું !

**રાવણ**—શું ? એ છોકરૂં એવું બોલ્યું ? ( હશીને ) એ શું બોલતું હશે? તેને મારા બળની કાંઇ ખબર હશે ? પણ કયાંથી હોય? હજી એ બાળકછે, એટલે બાળકબુધ્ધી કરેછે પણ હવે તે કેટલે જનાર છે. હજુ પણ સમજીને પાછા જાયતો ઠીક નહીતો બન્ને બાળકો મરી જશે.

( એવામાં રણભુમીમાંથી રામની નજર રાવણઉપર પડેછે ને ત્યાંથી બાણ મારી રાવણનો મુગટ ઉરાડે છે. )

**રાવણ**—( એકદમ રામ ઉપર નજર પડવાથી ગુસ્સે થઇને ) પુત્ર ઇંદ્રજીત. આ શું ? એકદમ દોડ એને મારૂં અપમાન કર્યું તેથી બન્ને બાળકોનાં માથાં કાપી લાવ.

( સભા બરખારત. )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ.—રણભુમી.

**ઇંદ્રજીત**—( ક્રોધમાં ) **ક્ષત્રીકલંક.**

ચાલો રાક્ષસો થાઓ તૈયાર; રામને રોળી મારૂં રણેરે.
આજ માંકડાંને પડાવું પોકાર. રામ.
પેલો આવતો દિસેછે હનુંમાન; રામ.
આજે કાઢી નાંખું હું એનું તાન. રામ.
આવ આગળ તું માંકડા આજ; રામ.
લંક લગાડ્યાની કાઢી નાંખું દાઝ. રામ.
કહાં ગયો તુજ રાય રામ બાળ; રામ.
રોમ રોમ પ્રગટી છે મને ઝાળ. રામ.
ઇંદ્રજીત એવું મુજ નામ, રામ.
કોણ ગણતીમાં તારો રામ. રામ.
મુજ પીતાનું શું કરે અપમાન. રામ.

આજ કાપું સહુનાં નાક કાંન. રામ.

સુગ્રીવ—એતો નોય અલ્યા હનુમાન, પાપી તું આજે ઠેર મરેરે.

મારૂં નામ સુગ્રીવ ધર કાન. પાપી.
તારી સભામાં પડાવી ચીસ, પાપી.
એવા દાસ રાખું છું લખવિસ. પાપી.
મારું પરાક્રમ જો એક અંસ*, પાપી.
આજ કાઢું હું રાવણનો વંસ. પાપી.
તારો પાપ કુંભ ભરાયો છે પુર. પાપી.
રામ પ્રતાપે કરૂં ચકચુર પાપી.

(વૃક્ષોનાં ઝુંડ ઉપાડી તેના ઉપર નાંખેછે તેથી ઇંદ્રજીત-નાશીજાયછે)

——*——

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—રાવણની કચેરી.

પાત્રો—ઇંદ્રજીત, રાવણ, અપ્સારાઓ સેવક, અને કુંભકર્ણ.

ઇંદ્રજીત—પીતાજી, યુદ્ધ કરવામાં વાંનરો ઘણાં કુષળ છે તેથી જીતવું ઘણું મુશ્કેલ થઈ પડશે.

રાવણ—ફીકર નહીં; પુત્ર. હું સઘળાને જીતી શકું તેમ છું. તારૂં બળ પણ કાંઈ ઓછું નથી. તેં ઇંદ્ર સરખાને જીત્યો તો આ બાળકનું શું જોર છે ? પણ હાલ આપણે યુદ્ધ કરવાનું પ્રયોજન નથી; કારણકે તારો કાકો કુંભકર્ણ ઘણો જબરો છે. માટે હાલ આપણે તેને ઉઠાડીએ. એ ઉઠયો, એટલે આપણે

* જરા.

ભય મુક્ત થયા એ નક્કી જાણજે. પણ પ્રથમ આપણે તેને માટે પુષ્કળ ખાવાનું તૈયાર કરો. ( સર્વ સામગ્રી તૈયાર ક-ર્યા પછી કુંભકર્ણને ઉઠાડવા માટે અનેક પ્રકારનાં વાજીંત્રો વ-ગાડાવેછે પણ તે જાગતો નથી તેથી અપ્સરાઓ પાસે ગાય-ન કરાવે છે. )

**અપ્સરા—** રાગ. કલ્યાણ.

તાલ—અદ્ધા.

જાગો જાગો મહારાજા ( ૨ ) જાગો, જાગો--ટેક.

હે મહારાય, આય, થાય, ત્તિર વૃક્ષ આતજા. જાગો.

લંકપતી તમ નીશચર[1] ભ્રાતે, પાક સામગ્રી કીધી ખાંતે;

આતે; વાતે; જાતે; કર્યાં ભોજન ઝાઝાં. જાગો.

દસરથ સુત લક્ષમણનાભાઈ, સૈન્ય લઈ લડવા આવ્યાધાઇ;

આમે; નામે; રામે; સહીત પ્લવંગ[2] ગાઝા. જાગો.

જાગૃત પણું તમ શર્ણે ધરોને, રાવણરાયની સાહ્ય કરોને;

તુમ સમ; છે કમ; હે મમ; ગરીબ નીવાજા. જાગો.

**કુંભ**—( એકદમ જાગૃત થઈ ) અહા, હા, આશું છે ? મને કા-ચી ઉંઘે કેમ ઉઠાડયો પોરૂં ?

**સેવક**—મહારાજ, આપના મોટાભાઈ ઘણી આપત્તીમાં છે; પણ હાલ આપ ભોજન કરી લ્યો. પછી સૌ વાત.

**કુંભ**--(સઘળું ખાઇ પછી પુષ્કળ મદીરાપીને) બોલ, હવે શું છે.

**સેવક**—મહારાજ. આપના મોટા ભાઇએ, અયોધ્યાના રાજા રા-મચંદ્રની સ્રી સીતાનું હર્ણ કર્યુંછે. તેથી તે રાજા મોટા સૈન્ય સહીત આપણા રાજ્યપર ચઢયોછે.

---

૧. રાવણ. ૨. વાંદરાં.

**કુંભ**—( રાવણ સામું જોઈ ધીક્કારથી ) અહા, હા, આ શું કામ કર્યું. તેં તારા પોતાના કુંટુંબનો નાસ કરવો ધાર્યો ? તેં હાથે કરીને મોત માગી લીધું. તું પોતે તેના બળનો જાણીતો છતાં તેં આશું અઘોર કૃત્ય કર્યું? સીતા સ્વયંવરમાં જે ધનુષ ભાંગવાની કોઇએ હામ ના ઘાલીને તું પણ અહંકાર ધરી ઉચકવા જતાં ચગદાયો તેજ ધનુષ તેણે ઉઠાવી કડાકા બંધ ભાંગી નાંખ્યું. અને તને મોતથી ઉગાર્યો પણ અફસોસ ! તારૂં અને તારા કુટુંબનું મોત ઢુકડું આવ્યું હશે. તેથી તને આવી બુધ્ધી સુઝી. ખેર પણ સીતા તને વશ થઇ છે કે નહીં?

**રાવણ**—ના, ભાઇ, રામના મુવાપછી કદાપી કબુલ કરે. હાલતો તે મને ગણકારતી પણ નથી.

**કુંભ**—એક સ્ત્રી પણ તારાથી ના જીતાઇ, તો તું રામને શું ઝીતશે?

**રાવણ**—ભાઈ, મેં એ કામ, મારી હીંમત ઉપર ઉઠાવ્યું નથી પણ તમારા જેવા સમર્થ ભાઇની હીંમત ઉપર ઉઠાવ્યું છે; માટે આપની મરજી હોય તેમ કરો.

**કુંભ**—હવે, હુંતો જાઉં છું. પણ હવે મારી પાછા ફરવાની રાહ જોશો નહીં. ( જાય છે. )

( કચેરી બરખાસ્ત. )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રણભુમી.

**કુંભકર્ણ**—( ગર્જના કરીને ) ખબરદાર, ઉભાં રહો વાંદરાં.

( સર્વ રામ પાસે જતાં રહેછે. )

**રામ**—આ, શું છે, કપીઓ, શાંન્ત થાઓ.

કપી—મહારાજા ધીરાજ, કોઇ જબરો યોધ્ધો ચઢી આવ્યો છે તેના ભયથી અમે નાશી આવ્યા છીએ.

**રામ**—ફીકર નહીં, શાન્ત રહો, હનુંમાનજી તમે જાઓ અને એકદમ તેને હરાવી સર્વ કપીને શાંન્ત પાડો.

**હનું**—(જાય છે) અલ્યા, દુષ્ટ તું તારા મનમાં શું સમજે છે. તારી સભામાં આવીને તારૂં નગ બાળનાર તે હુંજ. માટે વિચાર કરીને યુદ્ધ કરજે.

**કુંભ**—યુદ્ધમાં બોલવાનું પ્રયોજન નથી. બળ હોય તો દેખાડ. (બંને જણુ યુદ્ધ કરે છે. હનુંમાનજી અકળાય છે તેથી બુમ પાડે છે.)

**રામ**—હનુંમાને કેમ બુમ પાડી વારૂ? ચાલ હું જાઉં (જાયછે) હનુંમાન તમે ખશી જાઓ અને અમારા બંનેનું યુદ્ધ જુવો.

**કુંભ**—(ક્રોધથી) **ઐત.**

શું આવ્યો અયોદ્ધાપતી લડવા તું મુજ સાથ,
રંગ રમાડુ તુજને, જોજે મારા હાથ.
ખઇ જાઉં સૌ સૈન્ય તારૂં ક્ષણું ન લાગે વાર,
નસાડી મૂકું તુજને, કાંતો મારૂં ઠાર.
કીધો નહીં વિચાર તેં, આવ્યો ભરીને ફાળ,
મુજ હાથે નક્કી થશે, આજે તારો કાળ.

**રામ**— શું બોલે છે ક્રૂર તું મુજ હાથે મરનાર,
વિધીના લખેલ જે આંક નથી ફરનાર.

( એક બાણુ મારી કુંભકર્ણને પૃથ્વી ઉપર પાડી દેછે. )

**ઇંદ્રજીત**—(સંતાઇ)

બેત

મુજ કાકાને મારીઓ, વાળું તેનું વેર;
ગુપ્ત કાપી રામ સૈન્યા, કરૂં હું કાળો કેર.

(એકદમ પ્રવેશ કરીને ઘણા કપીને પાડી દઇ પોતે નાશી જાયછે)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ–રણભુમી.

પાત્રો—રામ, હનુમાન, સુષેણ, સુગ્રીવ, બિભીષણ અને લક્ષ્મણ.

**રામ**–બત્તી સળગાવી જુવો કે કોણ કોણ મરી ગયા છે, અને હવે કેટલું સૈન્ય બાકી રહ્યું છે?

**હનુ**—(કરાંઠીઓ સળગાવી જુવે છે) મહારાજા ધીરાજ, ઘણા કપી મરાયા છે. હવે સૈન્ય માત્ર જુજ બાકી રહ્યું છે.

**રામ**—હવે કેમ કરવું, વારૂ? મને કાંઇ સુઝતું નથી. હવે શો ઉપાય કરવો.

**સુગ્રી**—મહારાજ, ધીરજ રાખો, મારી પાસે સૈન્યમાં સુષેણ નામે હોશીયાર વૈદ્ય છે તેને બોલાવું છું. (બોલાવેછે)

**સુષેણ**–(પ્રવેશ કરીને) મહારાજા ધીરાજ આપે મને કેમ બોલાવ્યો વારૂ?

**રામ**— ( રાગ–ખુદા મીલા દે ઓ નારી)

સુણી વિદ્યા ભાઇ તારી, ખુબ ખુશી થયો આ વારી. ટેક
હવે સુણજો મુજ વાત, કહું સાક્ષાત, બચે કેમ મા...

સુખકારી. સુ૦

ઔષધથી કરો સુખ રેલ, મુકી મન મેલ, હવે એ મં
થાઉં ખુશ ભારી. સુ

સુષેણ— ટોટક છંદ

એ શું વાત કરો મુજ નાથ અરે,
કરૂં કામ ધરો બહુ હર્ષ ખરે.
ગંધમાન વનસ્પતી આવે અહીં,
સહુ સૈન્ય સજીવન થાય સહીં.
નહીં થાય પ્રભાતને લાવે જઇ.

હનું— કરૂં રામ પ્રતાપે એ કામ ભઇ.

( હનુમાન જાય છે અને પ્રાતઃકાળ થતા પહેલાં વનસ્પતિ લઇ પાછો આવે છે. સૌને સુંઘાડવાથી સજીવન થાય છે. )

**વિભી**—મહારાજ, ઇંદ્રજીત ગુપ્ત હોમ કરે છે તે ભ્રષ્ટ કરવો જોઇએ. નહીંતો પરીપુર્ણ થશે તો પછી જીતવું મુશ્કેલ પડશે.

**લક્ષ**—જેષ્ટ બંધુ, હું રજા માગું છું. જલદી જઇને તેનો યજ્ઞ ભ્રષ્ટ કરૂં.

( જાયછે )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—ઇંદ્રજીતનો ગુપ્ત હોમ- પછી રણભુમાં.

પાત્રો—ઇંદ્રજીત, લક્ષમણ, વાંનરો, હનુમાન.

( હોમ કરવા બેઠો તે સમાધીમાંથી જાગતો નથી. )

**હનુ**—ઓ મુઢ મતી ઇંદ્રજીત, તુ ઇંદ્રને જીતે એવો બળીઓ થઇ આ કાયારનું શું કામ કરે છે. ( ઇંદ્રજીત બોલતો નથી. )

**સર્વ વાનરો**—( કીકીઆરી પાડે છે ) આ, આ, હે, હે, હો હો. તો પણ ઇંદ્રજીત બોલતો નથી તેથી સર્વ મળી મૂત્રનાં કૂંડાં ભરી લાવી યજ્ઞમાં છાંટે છે.

**ઇંદ્ર**—( એકદમ જાગ્રત થઇ ક્રોધમાં ) મારા યજ્ઞને ભંગ કરી પાપીઓ કયાં નાસો છે? ખબરદાર ઉભા રો'.

**લક્ષ**—(રણભુમીમાં જઇ ઉભો) હવે તારામાં જે જોર હોય તે બતાવ દુષ્ટ? ( ધનુષ ટંકાર કરે છે )

**ઇંદ્રજીત**—(ક્રોધથી) **ક્ષાત્રીકલંક.**

અલ્યા યજ્ઞ ભંગ કોણ કરનાર, પાપી હું તને ઠેર મારૂં રે.
જીવ જાતાં સુધી નથી છોડનાર, પાપી.
લે આ જોજે ઝપાટો મુજબાણ, પાપી.
એક સપાટામાં લઉં તુંજપ્રાણ. પાપી.
જાણી એકલો તું આવ્યો કરી ક્રોધ, પાપી.
પણ મારા જેવો નથી કોઇ જોધ, પાપી.
ઇંદ્રજીત એવું મારૂં નામ, પાપી.
કોણ ગણતીમાં તુંને તારો રામ. પાપી.

**લક્ષમ**—ચુપ, ચુપ હવે બકવા તુ છોડ, ખુટયોછે તારો કાળ હવેરે.
આજે પુરણ કરીશ તારા કોડ, ખુટયો
હોય હાથી, વાઘ, નાગ, બહુ નામ, ખુટયો.
એક કીડી દેખી હારી જાય હામ, ખુટયો.
જો જે સાચવજે ઇંદ્રજીત રાય, ખુટયો.
પો'ચ એકબાણે સ્વરગની માંહ્ય, ખુટયો.

( ઇંદ્રજીત પડે છે અને દેવતાઓ આકાશમાંથી પુષ્પ વૃષ્ટી કરેછે )

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સુલોચનાનો મહેલ.

પાત્રો—સુલોચના, દાસી, પાછળથી ઇંદ્રજીતનો હાથ.

**સુલોચના—** **ગઝલ.**

જા સખી ઉમંગે વે'લી, બાગની મોઝાર,
ગુલાબ, જુઈ, જાઈના, બનાવી લાવ્ય હાર.
સુંદર પુષ્પ વિણીલાવી, મુક થાળમાંય,
જેથી ખુશી આજ ખુબ પ્રાણુનાથ થાય.

**દાસી**—આપનો હુકમ બાઇ શીરપરે ધરૂં,
વિલંબ એમાં એકક્ષણ કેમ હું કરૂં.

( એટલામાં એકાએક ઇંદ્રજીતનો હાથ આવી પડે છે. તેથી સુલોચના ગભરાઇને જુવેછે અને પોતાનાજ સ્વામીનો છે એમ ઓળખવાથી એકદમ બોલી ઉઠેછે. )

**ક્ષલીકલંક.**

**સુલો—**

હાય, હાય દાશી આશો ઉતપાત. પ્રાણુનાથ શું રણે પડ્યારે.
હવે મરવું ધરી આપઘાત, પ્રાણુ.
મુજનાથને કોણ હણુનાર. પ્રાણુ.
એવો કોણ થયો શત્રુ સાર, પ્રાણુ.

કોણે જીતી નીંદા અને હાર, પ્રાણ.
બારવરસ લગી ભૂપાળ, પ્રાણ.

( એકદમ મુર્છા ખાઈ પડેછે. )

**દાસી**—( સોચ કર નહીં તું બેનીરે—એ રાહ.

. સોચ દુર કરો બાઈ મારીરે, વિનતી મારી દીલમાં ધારીરે.
વળશે શું હવે સોચ કરેથી, તજો તમે કલપાંત,
પ્રાણનાથ શી રીતે મુવા તે, શોધ કરો રહી શાંતરે. સોચ.
ઉઠો બાઇ સાવધ થાઓ, વિચારીને મન માંહ્ય,
કરતારની એવી મરજી જાણો, મીથ્યા કેમ કરી થાયરે;
સોચ દુર કરો બાઇ મારીરે. વિનતી.

**સુલો**—( સાવધ થઈ ) **બનજારો.**

લખો પત્ર પ્રત્યે નાથ મારા, કરે રૂદન આપની દારા.
કોણ શત્રુ એવો જાગ્યો ? આપ પુઠે કહો કોણ લાગ્યો;
કોણે પ્રાણ હર્યા તમારા, ? લખો.
કોણે રંગમાં ભંગજ કીધો, મુજનાથ તણો જીવ લીધો,
થઇ શ્રૃંગાર વિણ હું પ્યારા, લખો.
હજુ ઉમર નાની મારી, નથી સુખ જોયુ સંસારી,
ત્યાર પે'લાં થયા નાથ ન્યારા, લખો.
કીયા જનમનું વેર વાળ્યું, મારૂ સુખ સંસારી ટાળ્યું,
મુજ હૃદય સળગે લા'ળા, લખો.
જો હોઉ પ્રતીવ્રતા નારી, ઝાલો કલમ હાથમાં સારી,
લખી શાંત કરો આપ દારા, લખો.

(એકદમ હાથમાં કલમ લઇને લખેછે અને સુલોચના વાંચેછે. )

પ્રાણ પ્રીયા, હવે તું સઘળી ઉદાશી છોડીદે, જેવી રીતે. વિભીષણ રામ શરણ ગયો છે તેવીજ રીતે હું પણ ગયો છું.

ફરમાન એટલોજ કે તે જીવતાં ગયો અને હું મુવા પછી ગ-યો છું. મારૂં ધડ રણભુમીમાં પડયું છે, અને શીશ કાપીને લક્ષમણ રામ પાસે લઇ ગયાછે, માટે હવે મારીસઘળી ફીકર તજી દઇને સ્વસ્થ રહે.

---

## પ્રવેશ ર જો.

### સ્થળ—રાવણની કચેરી.

કુંભકરણ, વિદુષક, સુલોચના અને મંદોદરી.

રાવણ—કુંભકરણ, રણમાં ગયો છે. તેણે કહ્યું છે કે મારી હવે પાછા ફરવાની રાહ જોશો નહીં. એ શું ખરૂં હશે ? શું રામને હાથે એ જબરો યોધ્ધો મરાશે ? એ મુવો તો પછી અમારો તો શો આશરો ?

વિદુ—ધીરજ રાખો, મહારાજ, એ રામના તે શોભાર છે. મેં હ-મણાં બારીએથી જોયું હતું તો કુંભકર્ણે રામને તો માર્યોછે, પણ લક્ષમણ મુવો નથી.

રાવણ—( ખુશી થઇને ) હેં ! એ શું ખરી વાત છે ? રામ મુ-વોતો પછી લક્ષમણના શા ભાર ? ! !

વિદુ—ખરૂંજ મહારાજ, હવે આપનો જય થયો. જુવો પેલી સીતા, હવે તમને રામ મરી ગએલા જાણીને કેવી વહેલી વેહેલી મ-ળવા આવેછે.

રાવણ—( ખુશીથી જોઇને ) અહા ! શું મહારી વહાલી તું આ-

ટલે સુધી મળવા આવી ? ( સુલોચનાને ભેટી પડે છે. )

વિદુ—( મનમાં ) ઠીક ગમત આવીછે. ( ઉઘડ ) હાં, હાં, મહારાજ, આશું ? આતો સુલોચના જેવું લાગેછે.

રાવણ—અરે, ગધેડા, તેં આ શું કર્યું, ઉભો રહે, નાદાન, તે મારી પણ મશ્કરી કરી ?

વિદુ—મ્હારો વાંક નહી, મહારાજ, મેં જાણ્યું કે સીતા આવેછે. ( નાશી જાયછે. )

સુલો— ત્રીતાળ ચોપાઇ.

સુણો સસરાજી વાત હમારી, કીધી કુળની આપે ખુવારી;
આપ પૂત્ર મુવા રણમાંહે, સબ રોળાય સૈન્યાની માંહે,
શીર ગયુંછે રામજી પાસે, તેથી આવીછું હુંતો ઉદાસે.
સતી ઉપર કુદૃષ્ટી કીધી, તેની શીક્ષા તમે આજ લીધી;
ધીક: ધીક:સસુર કામાંધ, પૂત્ર બંધુ મરાવ્યા મદાંધ,
સતી ઉપર કુદૃષ્ટી કરશે, વગર મોતે ખચીત તે મરશે.
વળી કુળનો સંહાર થાશે, મુવા પછી નકરમાં જાશે;
હજુ સમજો જરા લાવીસાન, મુજ શીક્ષા ધરો આપ કાન,
રામચંદ્ર સાથે કરો સંધી, જન્મ મરણ છુટશે બંધી.
ઝટ જાઓ અને શીર લાવો, હવે ખોટી ક્ષણું નહીં થાઓ.

રાવણ— રાગ. લલિત.

અરર, હાયરે, પુત્ર માહરા, રણુવિષે ગયા, પ્રાણ તાહરા.
ગજબ શો થયો, દાટશો વળ્યો, મરણને સમે હાય ના મળ્યો;
બળ બહુ હતું તુંજમાં ખરે, સુરપતીજતેજીતીઓ અરે.
મરણ તાહરૂં શી રીતે થયું, અરર હાયરે, મારૂં સૌ ગયું;
તજપરે હતી, હામ માહરી, જરૂર આજતે તો ગઇ મરી,

ખચિત હું થયો, આશ ભંગરે, ન હવે ચાલશે, મુજ અંગરે.

**મંદો**—( પ્રવેશ કરીને ) સ્વામી નાથ, આ શું છે.

**રાવણ**—અરે, મારી જીભ કહેતાં ઉપડતી નથી. હાય હાય મારૂં સા ગયું. આપણો પ્રીય પૂત્ર—( એકદમ અચકાઈ જાયછે. )

**મંદો**— **સીતાજીના મહીનાનો રાગ.**

અરે હાય, આશો ઉતપાત, પ્રભુ તેં આશું કર્યું;
મુજ પુત્ર મરીજતાં હાય, કાંઇ નવ ઉગર્યું.
પેલે ભવ શાં કીધાં હશે પાપ, આવી તે મને નડે,
થઈ ભ્રષ્ટ બુધ્ધી પ્રાણનાથ. વિપત્તી તેથી પડે.

( મુર્છા ખાઇ પડેછે. )

**દાસી**—( પવન નાંખતી ) બાઇ સાહેબ, આશું કરોછો. જે થનાર હતી તે થઈ ગઈ. પણ હવે શાંન્ત રહો, અને આ સુલોચના બાઇની સામું જુવો. તમે મોટાંછો તેથી તમારે તો ઉલટી તેને ધીરજ આપવી જોઇએ, તેને બદલે ઉલટુ તમે રડો, ત્યારે એ ધીરજ શી રીતે ધરે ?

**રાવણ**—( એકદમ ઉઠીને ) રાક્ષસો એકદમ તૈયાર થાઓ. આજે હું બધું વેર વાળીશ.

**મંદો**—(એકદમ જાગૃત થઇને) પ્રાણનાથ આશો ઉતપાત માંડયોછે.

**વિદુ**—( નેપથ્યમાં ) એતો ઉતપાત ન હોય એતો વતીપાત.

**મંદો**—( સુલોચનાને ) બેન, તારા સસરાનો સ્વભાવ સારો નથી. એમ યુધ કરે માથુ નહીં મળે, માટે તું જા. અને, નમ્રતાથી પ્રાર્થના કર. તે પરમદયાળુ છે. તે જરૂર તને આપશેજ.

( જાયછે. )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ રામની સભા.

પાત્રો—હનુંમાન, રામ, જાંબુવાન, અને પાછળથી સુલોચના.

**હનું**—મહારાજ, ઇંદ્રજીત અને કુંભકર્ણ મરાયા તેથી હું ધારૂંછું કે હવે તેની પાસે કોઇ જબરો યોધો નહીં હોય.

**રામ**—હવે તેની પાસે યોધોનો કોઈ નથી પણ એ જાને—

**જાંબુ**—મહારાજ, જુવો, જુવો, પેલું સીતાજી જેવું કોઇ આવતું દેખાય છે.

**હનું**—હા, મહારાજ, કદાપી રાવણે હવે ભયથી છોડી પણ મુકયાં હોય !

**રામ**—ભાઇ, એશી આશા ? જ્યાં સુધી રાવણ જીવતો હશે, ત્યાં સુધી તો એવી આશા રાખવી ફોગટ ?

**સુલો**—( પ્રવેશ કરીને ) મહારાજ રામચંદ્રજીને શરણ છું.

**રામ**— **ગીરધારીરે, વાત કહું તે વિચારો એ રાહ. )**

સુણો સાધવીરે, કેમ આવ્યાં રણમાંહી, વળી જવા ધારોછો કયાંહી.

કોણ જાતરે, ભુત, શાકણ કે પીસાચ, બોલો સત્ય તજી મન આંચ.

**સુલો**— **ઝુલ.**

નથી ભૂત પીસાચ હું નારીરે, ઇંદ્રજીતતણી છું પ્યારીરે,
આવી શરણ આપ મોરારીરે, અભીલાશારે, તમ દરષણ
મનમાંહી. .........................................

**રામ**—.........વળી જવા ધારોછો કયાંહી.

હદકીધીરે, સાબાશ તમને નારી, ભલી હીંમત ભીડી ભારી.
બહુ સુરારે, રણ દેખાં હામ હારે, કર્યું કામ તમે અતી ભારે.

ઝુલ.

હવે જાઓ તમારે ઘેરરે, કરો સુખેથી લીલા લે'રરે,
વળી મળીશ તમને ફેરરે, અહીં બીશોરે જોઇ બાના દુઃખકારી.
ભલી હીંમ્મત બીડી ભારી.

સુલો—નહીં મનમાંરે, બીક ધરૂંહું લગારે, ભલે હોય ભયાનક ભારે
હવે આડારે, વાત નકાઢો બોજી, આપો શીર સ્વામીનું રીઝી.

ઝુલ.

હું પતીવ્રતા છું નારીરે, આપો શીર મને મોરારીરે
મારી અરજ ઉરમાં ધારીરે, પડે ખેરું રે, સુજપતીથી મારે. ભલે.

રામ—કેમ જાણ્યું રે, શીર હશે રામપાસે? આતો આશ્ચર્ય જેવું ભાસે.
સુલો—એક હાથેરે, મહારી પાસે આવી, લખી પત્ર મને સમજાવી.

ઝુલ.

હનું—કેમ મનાય વાત તમારીરે, એતો ગપ સરીખી ધારીરે,
પ્રત્યક્ષ દેખાડો નારીરે, જેહ સત્યરે, હોય તમારી પાસે;
આતો આશ્ચર્ય જેવું ભાસે.

સુલો—( ક્રોધાવેશે ) શું પ્રત્યક્ષ સત જોવું છે? લાવો ત્યારે એ-
કદમ મારા સ્વામીનું શીર મારા હાથમાં લાવો. જો હું ખ-
રી પ્રતીવ્રતા હોઇ શતો તે મૃત મસ્તક પોતાની મેળે હસશે.
( હનુંમાન મસ્તક લાવી આપે છે. તેને સામું બેસારી સુલો-
ચના પ્રાર્થના કરે છે. )

કલ્યાણ.

પ્રાણના ધણી, વિપતી છે ઘણી,
હાય હજી હું જીવતી, રહી અભાગણી.

સ્વીકારી વિનતી દાસીની, હાપ કરો મમ નાથ,
લગ્ન મારી રાખો આજે, કહુંછું જોડી હાથ; પ્રાણ
રામચંદ્ર જોવા માગે છે, સત મહારૂં મહારાજ,
દેખાડો તે સ્વામી આજે, કરો પરીપુરણ કાજ. પ્રાણ
(મસ્તક હસ્તુ નથી તેથી)

સ્વામીનાથ, આશું? શું, તમે મારી મસ્કરી કરોછો? આ વખત શું મસ્કરી કરવાનોછે હાય! હાયહું ભુલી જો પ્રથમજ મેં મારા બાપની મદદ માગી હોત, તો આપના કદી પણ આવા હાલ થાત નહી ! ! (મસ્તક ખડ ખડ હસેછે.) એટલે શીર લઈને રામજી-ની આજ્ઞાથી સુલોચના જાય છે.

**હનું**—મહારાજ, આશું ? ! પ્રથમ આટલી બધી વિનતી કરી પણ હશ્યું નહીં; ને આ એકદમ હાયું તેનું કારણ શું ?

**રામ**—તે હસ્યું તેનું કારણ માત્ર એટલુંજ કે તેણે જાણ્યું કે તારા બાપેતો મને માર્યોછે ? અને તેની સાક્ષ તું શું લાવત ?

**હનુ**—( આશ્ચર્યતાથી )મહારાજ કોણે માર્યો છે? માર્યોછે તો લક્ષમણજીએ !

**રામ**—હા ! એવાત ખરી. પણ સુલોચનાનો બાપ જે નાગ તેણેજ પાછો આ દુનિઆ ઉપર લક્ષમણને નામે અવતાર લીધોછે.

**લક્ષ**—( ગભરાઈને ) ( બેડો બાઈ બુડતો તારોરે, એ રાહ. )

સુણી વાત આવી તમારીરે, પડયો દુઃખ દરિઆમાં ભારીરે.
હાય અરે આશો કેરજ કીધો, માર્યો જમાત્ર મેં આજ,
મારાં જેવો કોઇ દુષ્ટ ન હોશે, કરશે ન બુરૂં કાજ; સુણી.
હવે જીવીને શું કરવું મારે, પડતું મુકું કુપમાંહી,
શું મુખ લેઇ ફરૂં દુનિઆમાં, અપકીરતી પ્રસરાઇ; સુણી.

ચીતા ખડકીને અગ્ની ચેતાઉં, બળીને થાઉં ખાખ,
મુજ પહેલી જો પુત્રી મરેતો, થાય મોટો ઉતપાત; સુણી.

રાગ— (રાગ સહર.)

અરે બાઇ આશું કરોછોરે, ડાહાપણ શીદ દુર ધરોછોરે ?
મુખથી કદી નવદો હુંકારો, હું અને તું વળી કોણ?
જેવી ઇચ્છા હોય જકતકર્તાની, તેવું બને નીરવાણ; અરે
શકતી મારવાની હોય તારામાં, જીવાડી ન શકે કેમ,
ગરજી ઇશ્વરની પાખેના બને, માટે છોડીદ્યો સર્વે વ્હેમ અરે.

( સભા બરખાસ્ત. )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રણભુમી

પાત્રા રાવણ, રામ, અને લક્ષમણ.

**રાવણ**—( લક્ષમણ સામું જોઇને ) ઉભો રે, દુષ્ટ, મારા પુત્રને મારી તું કેટલે જનારોછું. આજે હું મારૂં વેર લઇશ. તેં બે જબરા યોદ્ધાઓ માર્યા તેથી મનમાં ફુલાઇ ના જઇશ. ખબડદાર. જો મારા હાથ

**લક્ષમ**—પાપી, તું મનમાં આવે તેમ શું લવ્યા કરે છે? રણમાં બોલીને બળ બતાવાનું નથી. ચાલ યુદ્ધ કર.

**રાવણ**—( ક્રોધથી પોતાના હાથમાં સાંગ પકડીને )

**બેત**

શીર કાપુ ઓ લક્ષમણા, લેઉં આજે વેર;
મુજ પુત્રને મારીઓ, મારી નાંખુ ઠેર.

શું હીંમતથી આવીઓ, લડવા રાવણ સાથ;
શી રીતે કીડી ભરે, હાથી સાથે બાથ.
હું રાક્ષસ તું માનવી, તું છે મારૂં ભક્ષ;
શું ! લઈ આવ્યો વાંદરાં પુંઠે મોટી પક્ષ.
( સાંગ મારે છે તેથી લક્ષમણ પડી જાય છે )

**રામ**—( એકદમ ધનુષ ટંકાર કરેછે )

**ક્ષત્રી કલંક.**

અલ્યા દુષ્ટ મુજ બંધુ હણનાર, ઉભોરે તારૂં આવી બન્યુંરે.
આજે ઉતારૂં હું તારો અહંકાર, ઉભોરે.
બંધુ પુત્ર મુવા તોય નાવી લાજ, ઉભોરે.
હવે ખોવા બેઠો તું તારૂં રાજ, ઉભોરે.
કરૂં મુક્ત તુજ બંધનથી દેવ, ઉભોરે.
આજે પુરણ કરૂં તુજ સેવ, ઉભોરે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રણભુમી.

પાત્રો,—રામ, હનુંમાન, લક્ષમણ, વિભીષણ અને સુષેણ.

**રામ**—( પોતાના ભાઈ લક્ષમણનું શીર ખોળામાં લઈને )

**લલીત.**

અરર, લક્ષમણા, ભ્રાત માહરા, વચન કાઢ તું આ ઘડી જરા;
વદન શોભતું જોઈ તાહરૂં, પ્રજળ થાય છે દીલ માહરૂં.
કઠણ શું થયો, ભ્રાત આ સમે, વિરહ વેદના તો બહુ દમે

ઝડપ ઉઠ તું, જાય આબરૂ, પ્રજળ થાય છે દીલ માહરૂં.
સકળ સૈન્યમાં, વેરીઓ હસે; સહન તુજથી કેમ તે થશે?
તુજ વિયોગથી, હું હવે મરૂં; પ્રજળ થાય છે દીલ માહરૂં.

**સુષેણ**—મહારાજા, ધીરાજા, ધીરજ રાખો. ઉતાવળે શું બને ? કાંઈ નહીં. હજુ ઉપાય કરો. હનુંમાનજીને ગંધમાન્ ઉપરથી વનસ્પતી લેવા પાછો મોકલો.

**હનું**—મહારાજ, આજ્ઞા આપોતો દાસ તૈયાર છે.

**રામ**—જા, ભાઇ (હનુંમાન જાય છે)

**વિભી**—(સુગ્રીવને) ભાઇ, રાવણ ગુપ્ત હોમ કરે છે તે આપણે ભંગ કરીએ, નહીંતો વળી કાંઈ હાની થશે.

**સુગ્રી**—હા, પણ હમણાં હનુંમાન આવે એટલે જઇએ.

**હનું**—(પ્રવેશ કરીને) મહારાજ, લ્યો. (લક્ષમણને સુંઘાડે છે એટલે ઉઠી ઉભો થાય છે)

**લક્ષ**—(જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેમ) માર, માર, પાપી.

**રામ**—ભાઇ કોને કહોછો ? માર, માર કયાંયે નીકળી ગયું હતું.

**સુગ્રી**—મહારાજ, હવે અમને રજા આપો, કે જેથી અમે રાવણનો યજ્ઞ ભંગ કરીએ.

**રામ**—ભલે, ખુશીથી જાવો. (જાય છે)

—※—

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રાવણની હોમ કરવાની જગ્યા.

પાત્રો—રાવણ, સુક્રાચાર્ય, વિદુષક, હનુંમાન, સુગ્રીવ, અને મંદોદરી.

**રાવણ**—(સુક્રાચાર્ય પુજાનો સામાન લઈ હોમની જગ્યાએ બેઠાછે

ત્યાં પ્રવેશ કરીને ) મહારાજ, હવે કેટલીવાર છે.

**સુક્રા**—આવો બેસો, હવે કાંઇવાર નથી. ( બેસેછે. )

**વિદુ**—(પ્રવેશ કરીને) વાહ ! મહારાજા, હું તો ખોળી ખોળીને થાક્યો. અને તમે આ શું ચાળા કરવા માંડયાછે. રામે મને—

**રાવણ**—ચુપરે ગધા, એકવારતો તું મારી મશ્કરી કરીને નાશી ગયો હતો. પાછો આવ્યો ?

**વિદુ**—માફકરો, મહારાજ.

**સુક્રા**—અલ્યા, વિદુષક, તું બહુ બોલે છે. હવે ચુપ રહે. કારણકે હવે યજ્ઞ શરૂ થાય છે.

**વિદુ**—હા; મહારાજ, કરો હોમ, થાય કાંમ, મરે રામ, ને અમ્મર થાય નાંમ.

**સુક્રા**—( રાવણના ગળામાં હાર પહેરાવે છે ) તારૂં, કલ્યાંણ થાય અને રામને છતે એવો મારો આશીરવાદ છે.

**વિદુ**—શા માટે ન હોય. પેટપુર મળ્યું હશે એટલે આશીર્વાદ દ્યો જતો એમાં કાંઇ નવાઇ. જો મને એ લાડુ જમાડે તો હુંય આશીર્વાદ દઉં.

**રાવણ**—ચુપ હવે તારી લવરી બંધ કર. ( સમાધી ચઢાવે છે )

**વિદુ**—( હનુંમાન તથા સુગ્રીવને જોઇને ) ઓ, મારા બાપરે, માર્યારે ! માર્યા, નાસો, નાસો.

**સુક્રા**—અલ્યા, શું છે. આ શો કલબલાટ કરી મુક્યો છે ! જો મહારાજ જાગશે તો તને મારી નાંખશે.

**વિદુ**—હવે, તમારૂં ટાયલું બંધ કરી નાસારે ડોસા, નહીંતો ખાસોરે ડોસા.

**સુક્રા**—( હનુંમાનને જોઇને નાશી જાય છે )

**હનું**—( રાવણને ) અરે, ઓ મુંઢમતી, હવે તું તારી આંખો ઉઘાડ ગમે તેટલા હોમ કર, હવન કર પણ તારો છુટકો થવાનો નથી. હવે તું મોતથી બચવાનો નથી. માટે ઉઠ અને રણ ભુમીમાં આવ ( રાવણ બોલતો નથી તેથી તેની ચોટલી પકડી ઢંઢોળે છે )

**સુગ્રીવ**—ભાઇ એમ નહીં ઉઠે માટે એને ઘસડતો ખેંચીને રણભુમીમાં લ્યો.

**હનું**—ના એમ નહી. અંગદને મંદોદરીને તેડવાને માટે મોકલ્યો છે. તે હમણાં આવશે પછી—

**અંગદ**—( મંદોદરી સહીત પ્રવેશ કરીને ) મારો આલ્યા આ તેની પ્રીયા આવી. ( સઘળાં ફરી વળે છે અને તેને પજવેછે તથા માથામાં ટકોરા મારે છે )

**મંદોદ**—ભાઇઓ, જરા ઝંપો. હું હમણાં તેમને જાગૃત કરૂંછું.

**રાગ સીતાજીના મહીનાનો**

પ્યારા મારા ઉઘાડોને આંખ, મારી નાંખે મુજને;
આવ્યું રામ સૈન્ય ચારે પાસ, ઇજ્જત મારી તે હણે.
જુવો સીતા માટે આવ્યા રામ, કરે યુદ્ધ કેટલું;
કરે આપને મારવા જોર, બની શકે તેટલું.
આપ બેશી રહ્યા થઇ મુંઢ, કશું બોલતા નથી;
આપ સમક્ષ ઇજત જાય, વધુ શું એ દુઃખથી.
માટે ઉઠો મારા સ્વામીનાથ, રક્ષણ કરો નારનું;
નહીંતો મહેણું રહેશે આપ શીર, સકળ સંસારનું.

**રાવણ**—( એકદમ જાગૃત થઇ ક્રોધે ભરાઇ ) અરે, આ શું ?! ( અંગદને જોઇને ) મારી પત્નીને લાવનાર પાપી જો મારા હાથ. ( મારવાને ખડક હાથમાં લે છે. અંગદ નાશી જાયછે)

( પડદો પડે છે )

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—રણભુમી.

પાત્રો—રાવણ, રામ, અને વિભીષણ.

**રાવણ**—( રણભુમીમાં આવી રામને ) ક્ષત્રીકલંક.

અલ્યા બાળક શું કરે બહુ જોર, હવે હું તને નહીં છોડું રે.
આજ કાઢી નાંખું સહુ તુજ તોર. હવે.
બહુ બળીઆ તેં મારી નાંખ્યા ઢેર, હવે.
મારી સૈન્યા માંહી વરતાવ્યો કેર. હવે.
તેથી ફુલાઇશ નહીં મન સાથ, હવે.
હવે જોજે સુરા રાવણના હાથ. હવે.
હણ્યા યુદ્ધમાં યોદ્ધાઓ તેં અનેક; હવે.
પણ મારા જેવા નથી જોયો એક, હવે.
કરી તુજ સામે બહુ પતરાજ. હવે.
સીતા રાંકડી રંડવું જોજે આજ. હવે.

**રામ**—બસ બસ હવે ઝાઝું નહીં બોલ, ખચીત આજે મોત તારૂં રે.
તારા બળનો હું કરી ચુકો તોલ. ખચીત
બહુ ભસતું જે કુતરૂં જણાય, ખચીત
બચકું ન કદી તેનાથી ભરાય; ખચીત
બહુ ધડુડાટ કરે જ્યારે મેહ. ખચીત
જાણો વૃષ્ટી નહીં કરનારો તેહ; ખચીત
તેમ કરેછે તું આપનાં વખાણ, ખચીત
આજે રણમાં લઇશ તુજપ્રાણ. ખચીત

( રામના એક બાણ વાગવાથી રાવણ પડી જાયછે પાછો સજીવન થઇને )

**રાવણ**—( હસીને ) ઓ રામ, તું મને મારી નાંખવા ધારતો હોયતો તારી આશા ફોગટ સમજજે. મને શીવે અમ્મર કર્યોછે. તેથી મારૂં મોત દુનિઆના પડમાં નથી.

**રામ**—( આશ્ચર્ય પામીને સ્વગત ) અરે, આ શું કહેવાય. મૃત પોતાની મેળે સજીવન થયા એ શું ? !

**વિભ**—મહારાજ, શા વિચારમાં પડયા મેં પ્રથમથીજ તમને કહ્યું છે તે પ્રમાણે તેની નાભીમાંથી અમૃત કાઢો એટલે તેનો જીવ જશે.

**રામ**—(નાભીમાં બાણ મારીને અમૃત કાઢેછે એટલે રાવણ પડેછે.)
( પડદો પડેછે. )



## પ્રવેશ ૮ મો.

### સ્થળ—મંદોદરીનો મહેલ.

પાત્રો—મંદોદરી, દાસી, અને વિદુષક.

**મંદો**—દાસી, આજેમારૂદિલ શોકમાં ગરકાવ થઈ ગયું છે. પ્રાણનાથ રણમાં ગયા છે, ત્યારથી કાંઈ ચેન પડતું નથી.

**દાસી**—બાઇ, ધીરજ રાખો. ચાલો આપણે અટારીમાં ઉભાં રહીં જોઇએ. ( મંદોદરી જુંવેછે પણ નહીં દેખવાથી. )

**મંદો**— **દક્ષણી લાવણી.**

દાસી કેમ થશે, સ્વામી ના દેખાયરે,
અરર હાય, ફીકર થાય, લાગે લાય, દિલમાંય;
મન મારૂં મુંજાયરે, દાસી.

બહુ સીખામણો, આપી તો ન માન્યુંરે.
સ્વામીનાથ, જોડું હાથ, રામ સાથ. ન ભરો બાથ,
બાળક એ જણાયરે. દાસી.

અપસુકન મને, સ્વપ્નમાંહીં થાયરે,
રામબાળ, જાણે કાળ, ભરતો ફાળ, ચઢયો ભુપાળ,
શીષ દસે છેદાયરે, દાસી.

**દાસીં**—— શાંન્તી દીલધરો મુંઝાશો નહીં બાઇરે,
બળ અપાર, પ્રાણાધાર, કરો વિચાર, મારેહાર,
એ રામથી શું થાયરે; શાન્તી.

અમૃત તો રહ્યું, નાભી કેરી માંયરે,
લંકાંપાળ, કેરો કાળ, કયાંથી ભાળ, રામ બાળ,
વિચારીરો સુખદાઇરે. શાન્તી.

**વિદુ**—( પ્રવેશ કરીને ) ઓ મારા બાપરે ! હેં ! હેં ! હેં !

**દાસી**—( આશ્ચર્યથી તેની સામું જોઇને) અલ્યા ગાંડીઆ શું છે ?

**વિદુ**—હાય, હાય, હું શું કહું. કહેતાં મારી જીભ નથી ઉપડતી ( રડે છે. )

**મંદો**—અલ્યા ભાઇ, તું બોલતો ખરો, શું છે? શું પ્રાણનાથ રણમાં તો પડયા નથી ?

**વિદુ**—આ, હા ! એજ થયું છે. હવે હું શૂં કરૂંરે ! ( રડેછે. )

**મંદો**—( મુર્છામાં પડે છે. )

**દાસી**—( પવન નાંખતી ) બાઇ સાહેબ, મારી વ્હાલી બાઈ સાહેબ ! તમને શું થયું ! જરા બોલોતો ખરાં (પાણી છાંટેછે.)

**મંદો**—( જાગૃત થઇને ) હાય, હાય, આશો ગજબ થયો. હવે હું શું કરૂં?

**દાસી**—બાઇ, હવે શોક દુરકરી, સૈન્યામાં ચાલો. કારણકે હજી તેમનું શબ ત્યાં પડયું હશે. ( જાયછે )

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—રણભુમી

પાત્રો. મંદોદરી, પાછળથી રામ.

**મંદો**—( પોતાના સ્વામીનું મુસ્તક ખોળામાં લઈ. )

**રાગ. મરશીઆ.**

હાય, ઓય, નાથ આ શો ગજબ દેખાડયો, આ શો ગજબ દેખાડયો
વિપ' અંધપણે દાટ વાળ્યોરે, હાય.
બળી ખાખ થાએ દિલ મારૂં, આપ વિના વળ્યુંછે અંધારૂં,
સર્વે સુખ લાગે છે અકારૂં રે, હાય.
મોટા મોટા લંકાં કેરા માળ, લાગે નાથ વિના વીકરાળ,
જાણે ખાવા ઉભા મોટા કાળરે, હાય.
પુત્ર દિએર ગયા છે મરાઈ, હવે નથી રહ્યો વંશ કાંઇ,
એક વિભીષણથી સગાઇરે, હાય.
પે'લુ કહ્યુ માન્યું નહીં મારૂં, કર્યું કામ તમે દિલ ધાર્યું,
તેથી મૃત્યુ થયું આ તમારૂંરે, હાય.
કરસે પર નારી સાથે જે પ્રીત, વગર મોતે મરશે તે ખચીત,
દુઃખ દરિઆમાં ડુબસે ચીતરે હાય.

**રામ**—( પ્રવેશ કરીને ) **બનજારા.**

રહો શાન્ત હવે ઓ બાઈ, નહીં મુઝવ મનમાં કાંઈ.
હસે ભાવીમાં જે બનનારૂ, મીથ્યા કોણ તેને કરનારૂં?
એવું સમજી દીલમાંહી, નહીં.
ગઈ વાતનો શોક ન કરવો, પ્રભૂ ઇચ્છા જાણી પરહરવો,
એ કાંપણ રીત સુખદાઈ, નહીં.

હવે માની શીખામણ મારી, જાઓ ઘેર સુખેથી નારી,
લેશ શોક ન ધરશો બાઈ, નહીં.

**મંદો**—ભકત વત્સળ રામ, હું તમને સારી પેઠે ઓળખુછું, પણ હવે મારે આધાર કોનો ?

**રામ**—આધાર ? તુંએ શું બોલેછે. ? શર્વને આધાર માત્ર ઇશ્વરનો જછે, બીજા કોઇનો આધાર તું ધારતી હોય, તો તેમાં તારી ભુલછે. જગત કર્તાએ તને દાંત આપ્યા છે તે ચાવણું આપ્યા વિના કેમ રહેશે વારૂં ? માટે હવે શોક તજીદે; વિભીષણ તને તેની પોતાની માતા તુલ્ય ધારીને, તને કોઇપણ વાતે ઓછું આવવા નહીં દે. માટે સર્વ શોક તજી, તમારા ધણીની દહનક્રીયા કરો કે જેથી તેનો સ્વર્ગમાં વાસ થશે.

( જાયછે. )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—રામની સભા.

પાત્રો—લક્ષમણ, રામ, વરૂણ, ઇંદ્ર, હનુંમાન.

**લક્ષ**—હનુંમાનજી, તમે હવે જઇને સીતાજીને આ ખુશખબરથી વાકેફ કરો, અને તેમને અહીં તેડી લાવો.

**હનું**—આજ્ઞા માહારાજ. (જાયછે)

**ઇંદ્ર**—(રામને) મહારાજા ધીરાજ, આજના જેવો આનંદ દાયક દિવસ અમે કોઈ પણ દીવસ જોયો નથી.

**વરૂ**—સત્યછે, મહારાજ, અમે સઘળા આજ બંધન મુકત થયા છીએ. અને તેથી આપનો અત્યંત આભાર માનીએ છીએ.

**રામ**—એમાં કાંઈ આભાર માનવા જેવું છેજ નહીં, કારણ કે જે મારૂં કરતવ્ય છે તે અવસ્ય મારે કરવુંજ જોઇએ. શ્રૃષ્ટીનો ભાર જો મારા હાથે ઓછો ન થાય તો પછી બીજો કોણ કરે?

**હનું**--( સીતાજી સહીત પ્રવેશ કરીને ) મહારાજા ધીરાજ રામચંદ્રજીનો જય થાઓ.

**ઇંદ્ર**—( સીતા તરફ જોઇને રામને ) મહારાજાધીરાજા હવે આપ સીતાજીનું પાણી પુનઃગૃહણ કરો.

**રામ**—એ વાત મારાથી બને નહીં, કારણકે રાક્ષસના ઘરમાં ગએલી તે મારાથી રખાય નહીં. દુરજન લોકો મારે માથે અપવાદ મુકે, અને મારી કીર્ત્તી ધૂળ મળે.

**સીતા**—( અરે ઓ જોગી તું દીવાનો થયો; એ રાહ )

અરે નાથ એ શું વદોછો વચંન, સુણી ખાખ થાએ બળી મુજ મંન.

કર્યું યુદ્ધ મોટું તમે મારે માટે, હવે ના કરાવો મને કંઇ ઉચાટ.

નથી શોભતું આ વચન આપને, તપાસો ખરી ખોટી મુજ છાપને.

પછીથી કરો આપથી ન્યારી નાથ, કહું સ્વામી હું આપને જોડી હાથ.

**રામ**—

**રાગ—માઢ.**

**( વિરા વેશ્યાના યારી, એ રાહ )**

સુણો પ્યારી હમારી, વાત તમારી, સાચી ગણું હું આજ.

જાઓ અગંનીમાં નારી, હીંમત ધારી, વાત તમારી. સાચી.

દેખાડો પ્રત્યક્ષ પારખું જો પ્રીયા, સૌ સીધ થાએ કાજ;

અંગીકાર પછી કરૂં તમારો, લેશ આણું નહીં લાજ;

હોય જો સત્ય પ્યારી, દેખાડો નારી, વાત તમારી. સાચી.

**સીતા**—હા, તમારી વાત હું કબુલ કરૂછું માટે સત્વર અગ્ની ચેતાવો. ( હનુંમાન ચીતા ખડકી સળગાવે છે, એટલે ચીતા પાસે આવીને ) **આશાગોડી.**

અરજ રૂદે લ્યો સ્વીકારી કૃપા સિંધુ, અરજ રૂદે લ્યો સ્વીકારી.
વેગે ચઢો રંક દાસીની વા'રે, સદ્ય પધારો મોરારી. કૃપા.
પતીવ્રતા સુદ્ધ હોઉં જો નારી, કૃપા કરી લ્યો ઉગારી. કૃપા.
અગ્નીની માંહે હું પડતુ મુકુછું, વિચારૂ કેમ લગારી. કૃપા.

( એકદમ અગ્નીમાં પડતુ મુકે છે અને સજીવન પેલે પાર નીળી જાય છે સર્વ દેવતાઓના જય જય નાદ વચ્ચે પુષ્પની વૃષ્ટી થાય છે. )

સર્વ પાત્રો— **રાગ કલ્યાણ.**

સુજ્ઞ સભા જનો, શ્રમ લીધો ઘણો,
અમ પરે અતી થયો આભાર આપનો.
સુધ્ય સતી સીતાનું આજે નાટક ભજવ્યું જેહ;
ખરા પ્રેમથી જે કોઇ સુણસે, પાતીક ખોશે તેહ. સુજ્ઞ૦
પ્રયાસ પે'લો જાણી મારો, ભુલ ચુક કરશો માફ;
ઇશ્વર સ્તુતિ કરો કરો હમેશાં, રાખીને મન સાફ. સુજ્ઞ૦
જેણે નાટક ખેલ જોઈને. ના લીધો કાંઈ સાર;
ઠાલી હા ! હા ! હી ! હી ! જાણી, થાય ખુશ અપાર. સુજ્ઞ૦
લાખ વશાએ નથી મનુષ પણ, ભાર રૂપ છે ભાઇ;
લખતો નથી કાંઈ 'હીંમત' રાખી, ઇરશા મનની માંહી, સુજ્ઞ૦

## સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોનાં નામ

રા, રા, કેસરજીભાઈ જસરાજભાઈ પટવારી તરફથીઃ—

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | રા, રા, છગનલાલ સામળદાસ પટવારી. | રાજકોટ, |
| ૩૦ | બજાણાં દરબાર સાહેબ બજાણા. | |
| ૨૦ | કુમારશ્રી. જોરાવરખાંજી ,, | |
| ૪૦ | ઠાકોર સાહેબ દાદાસાહેબ ઘોડાસર. | |
| ૩૦ | રા, રા, રણછોડલાલ વનરાવનદાસ પટવારી. | અમદાવાદ. |
| ૨ | પા. મથુરભાઇ ગીરધરભાઈ | નડીઆદ. |
| ૧ | ઉમીઆશંકર ગંગાશંકર | ,, |
| ૧ | અંબાલાલ ભગવાનદાસ તલાટી. | ,, |
| ૧ | જમનાંદાસ દ્વારકાંદાસ શા. | ,, |
| ૧ | દોશી. ચુનીલાલ જેચંદ | ,, |
| ૧ | મહેતા. પુરણાશંકર અમરતલાલ | ,, |
| ૧ | શંકરલાલ છગનલાલ શાહ. | ,, |
| ૨ | કાશીભાઇ મોતીભાઇ પટેલ | ,, |
| ૧ | હરીલાલ છગનલાલ પંડયા | ,, |
| ૧ | છોટાલાલ નરશીંહદાસ | ,, |
| ૧ | નાંનાલાલ ઝવેર ભાવસાર | ,, |
| ૧ | સોમાલાલ ગોકુળદાસ શાહ | ,, |
| ૧ | શા. મોતીલાલ છગનલાલ | નડીઆદ. |
| ૧ | શા. વ્રીજવલ્લવદાસ હરગોવનદાસ | ,, |
| ૧ | શા. શંકરલાલ શાહભાઇ | ,, |
| ૧ | મણીલાલ જેચંદ દોશી | ,, |

૧ પા. બાબરભાઈ ગલાભાઈ ,,
૧ હોરા. પરશોતમ શીવલાલ ,,
૧ ભકતા દાળજી બાર્બર ,,
૧ ગીરધરલાલ કાંનજી વૈદ. ,,
૧ શા. પરસોતમદાસ હરીવલવદાસ કપડવણુજ
૧ શા. હરીલાલ સામળદાસ કપડવણુજ હાલ મુંબઇ.
૧ બાલાજી મગનલાલ શાહ સુરત.
૧ ચંદ્રશંકર દલપતરામ ભટ. ,,
૧ ધીરજલાલ સુરચંદ દલાલ. ,,

વડોદરા.

૫ જેઠાલાલ નાથાભાઇ ચોકશી નડીઆદના પણ હાલ વડોદરા.
તેમની મારફત—

૧ રામચંદ્ર મહાશંકર પાઠક.
૧ ભુળાભાઇ કાશીરભાઇ કાર્પેન્ટર.
૧ મનસુખરાંમ નાથાભાઈ લુહાર.
૧ મતરીશંકર ભવાનીશંકર વવાડી.
૧ ચુનીલાલ ત્રીભોવનદાસ ઠકર.
૧ દુર્લભજી ગાડાભાઇ ઠકર.
૧ પરશોતમ છોટાલાલ પટેલ.
૧ જીવાભાઈ ગોકલદાસ પટેલ
૧ પરશોતમ વાઘજીભા પટેલ
૧ પુરશોતમ નાગજીભાઇ પટેલ
૧ લલુભાઈ નરશીંહભાઇ પટેલ
૧ મોતીભાઈ શંકરભાઇ પટેલ

તાકીદે ખરીદો !  તાકીદે ખરીદો !

## સ્વદેશના હીતાર્થે.

# રમણ—રૂક્ષમણી નાટક.

કોઈ દીવસ નહીં વાંચેલું, અથવા નહીં સાંભળેલું. ઘણું રમુજી તેમજ દરેક ગ્રહસ્થોએ વાચવા લાયક છે. આ નાટક ખરેખ, વ્યસન, જાર, અને જુગાર નીશેધક છે. વળી આ નાટકમાં આવેલી ખાસ રૂક્ષમણી સતી શીરોમણી છે. ગાયનોના શોખીનો માટે ગાયનો પણ અંદર દાખલ કરવામાં આવ્યાં છે. આ પુસ્તક વિશે વધારે વિવેચન કરતા તેની પ્રસંસા કરવાનું કામ વાંચક વર્ગને સોંપીએ છીએ. કારણકે આ પુસ્તક કાંઈ વેપાર અર્થે બનાવવામાં આવ્યું નથી. પણ તેના નફામાથી ફક્ત જુજ ભાગ કલીને બાકીનો ભાગ દેશની સેવાને અર્થે ( નવો હુન્નર ખોળી કાઢવામા ) ખર્ચવાનો છે. કોઈ એમ ધારશેકે એવોતે શો હુન્નર હશે કે તે ચોપડીના પૈશાથી પુરો પડે? તો તેઓની શંકા દુર કરવા માટે જણાવીએ છીએ કે હાલમાં કુવામાંથી પાણી કાઢવાનાં મશીન (સંચા) ઘણા મોંઘા પડે છે તેને જુદીજ યુક્તીથી ફક્ત ચાવી આપી પાણી કાઢી સકાય. અને ઘણાં સસ્તાં હોવા જોડે ઘણાં ટકાઉ છે. તેથી બળદો વિગેરેનું ખર્ચ ઉગરીને ગરીબ ખેડુતોને ઘણોજ નફો થશે. જો ઇશ્વર કૃપાએ અમારૂં મશીન ચાલશે તો ઉપર બ-

તારેશું રમણુ-રૂક્ષ્મણી નાટકની ૧૦૦૦ પ્રતને ઉત્તેજન આપનાર, દરેકને ઓકમીશન મફત આપીશું. પુસ્તકની કીંમત ફક્ત ૦-૮-૦ પોસ્ટેજ માફ તા. ૧-૧-૮૪ સુધીના ગ્રાહકોને માટે. જેટલા ગ્રાહક થશે તેટલીજ બુક છપાવવામાં આવશે. માટે તાકીદે નામ નોંધાવો. પુસ્તકનું કદ લગભગ રોયલ ૧૬ પેજી દસ ફોર્મ કરતાં પણ કદાચ વધારે મોટું થશે. આશા છે કે ગ્રહસ્થો તથા સ્નેહીઓ આવી અમુ-લ્ય તક ખોશે નહી.

લી. સેવક.

નરોત્તમદાસ ગરબડદાસ ગાંધી.

નડીઆદ અમદાવાદી બજાર

જેઠાલાલ નાથાભાઇ ચોકસી.

વડોદરા કળાભુવન.

---

## રબરના સીક્કા.

જેને કરાવવા હોય તેમણે નીચેને સરનામે પત્ર લખેથી નમુનાનું કાગળ મફત મોકલવામાં આવશે.

હરજીવન પરસોતમ કંસારા.

---